॥ ૐ ॥

" कर्मणो गहना गतिः " એ સૂત્રના રહસ્ય ઉપર.

શ્રી

# કર્મરક્ષિત કુમારનો રાસ.

રચનાર.

શ્રાવક નાથાલાલ જેમલભાઇ શાહ. સાણંદ.

પ્રસિદ્ધ કરનાર.

શ્રી જૈન સ્થાનકવાસી બાળ મિત્રમંડળ તરફથી

મી. ખીમચંદ નરસીભાઈ શાહ.

તથા.

મી. ભીખાભાઈ દેવશીભાઇ શાહ. સાણંદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૫    સને ૧૯૧૯

મૂલ્ય રૂ. ૦-૪-૦

॥ ॐ ॥

" कर्मणो गहना गतिः " એ સૂત્રના રહસ્ય ઉપર.

શ્રી

# કર્મરક્ષિત કુમારનો રાસ.

રચનાર.

શ્રાવક નાથાલાલ જેમલભાઇ શાહ. સાણંદ.

પ્રસિદ્ધ કરનાર.

શ્રી જૈન સ્થાનકવાસી બાળ મિત્રમંડળ તરફથી

મી. ખીમચંદ નરસીભાઈ શાહ.

તથા.

મી. ભીખાભાઈ દેવશીભાઇ શાહ. સાણંદ.

આવૃત્તિ ૧ લી　　પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૭૫　　સને ૧૯૧૯

મૂલ્ય રૂ. ૦-૪-૦

# પ્રસ્તાવના.

જૈન ધર્મનાં ઘણાં ગ્રંથો અપ્રસિદ્ધ છે. જો તે સઘળાં પ્રસિદ્ધ થાય તો જૈન સાહિત્ય કેટલું વિશાળ છે તેની સમજ પડે અને પ્રજાને તેનો લાભ મળે આ તદ્દન સાચી વાત છે કે જૈનોનાં અપ્રસિદ્ધ સાહિત્યમાં ઘણાં ગદ્ય અને પદ્ય ગ્રંથો રહેલા છે.

એ અપ્રસિદ્ધ ગ્રંથમાંનો "શ્રી કર્મરક્ષિત કુમારનો રાસ" એ નામનો ગુર્જર ગિરામાં લખાએલો એક ગ્રંથ અમો વાંચનારની સમક્ષ રજુ કરીએ છીએ આ ગ્રંથ પુર્વે કોઇવાર પ્રસિદ્ધ થએલો નહિં હોવાથી અમને આશા છે કે સાહિત્ય પ્રેમી બન્ધુઓ તેનો લાભ લેશે-

ભાવિભાવ–ભવિતવ્યતા થનાર હોય તે થાય એ નિયમને સમજાવનાર અને "કર્મણો ગહના ગતિઃ" એ મહાન સૂત્ર ઉપર ઉપદેશ રૂપે વિવેચન કરનાર વિવિધ રાગ–રાગણીથી ભરપુર હોવા સાથે બોધદાયક તદ્દન સરળને સમજાય તેવી શુદ્ધ ભાષામાં શ્રી કર્મરક્ષિત કુમારની કથાને ઢાળરૂપે જોડીને તેનો રાસ બનાવવામાં આવ્યો છે.

સંવત ૧૯૨૯ નાં આસો વદ ૧૩ નાં દિવસે સાણંદ ગામનાં રહીશ અને શેઠ નાનચંદ શાન્તિદાસનાં વંશજ શા. નાથાલાલ જેગલભાઇએ આ રાસની રચના કરેલી પછી તેની

મૂળ પ્રત પ્રસિદ્ધ કરવા માટે તપાસતાં તેમાંથી કેટલીક ઢાળો અશુદ્ધ જોવામાં આવી. અમારી વિનંતિ ઉપરથી પુજ્ય મુનિ મહારાજ શ્રી ગિરધર લાલજી સ્વામીએ મંગળાચરણનાં દુહા તથા ઢાળ ૧ લી ૪ થી ૬ ઠ્ઠી ૮ મી અને ૩૭ મી એ ઢાળો તદ્દન નવી બનાવીને ઉમેરેલી છે. તેમજ મુળ પ્રત જુની ગુજરાતી ભાષામાં હોવાથી તેને હાલમાં સમજાય તેવી ભાષા બનાવવા સારૂ બીજી દરેક ઢાળમાં ઘણો સુધારો વધારો તેઓશ્રીએજ કરેલો છે તે માટે અમે તેમના આભારી થયાં છીએ.

આ પુસ્તકની ઉપજમાંથી જે કાંઈ વધારો પડશે તે અહિંની જૈનશાળાને ભેટ આપવાનો હોવાથી સુજ્ઞ બંધુઓ અને બ્હેનોને આ ગ્રંથને ઉત્તેજન આપવાની અમે વિનંતિ કરીએ છીએ.

છેવટે મનહરને સુશોભિત પુંઠું ઉત્તમ જાડાને ટકાઉ કાગળ તથા સુંદર મોટાં ટાઈપો અને છપામણીની શુદ્ધતાની કાળજી એ સર્વ મહેનત તરફ અમારા વાંચકોનું ધ્યાન ખેંચવાની રજા લઈએ છીએ.

તા. ૧—૧૦—૧૯૧૯

K. N. Shah.

શ્રી જૈન સ્થાનકવાસી બાળમિત્ર
મંડળ—કાપડબજાર
સાણંદ.

श्री.

जयजिनेंद्राय नमः

अथ शा. नाथाभाई श्रावक विरचीत.

# कर्म रक्षित कुमारनो रास.



## प्रारंभ.

### मंगळाचरण.

आदि जिनेश्वर साहिबा, आद्य धरम करनार,
आद्य भिक्षु भूप केवळी, आद्य वळी अणगार. १
विघ्न हरण मंगळकरण, अभरण भरण अथाग,
पारणे इक्षु रस मिल्यो, मिष्ट इष्ट वित्तराग. २
त्रिविध ताप निवारणो, भव दव ठारण जेह;
शांति जिनेश्वर शोळमां, शांति शांति भज तेह. ३
केवळ ज्ञानि दिन करूं, भविजन तारण हार,
शासनपती महावीरजी, वंदू वार हजार. ४
श्री गुरु पद पंकज नमी, शमरी सरस्वति मांय,
भाविनी कर्म रक्षितनो, रास रचुं सुखदाय. ५

કવિ વચન રસ ચાતુરી, વકતા સરસ જો હોય,
શ્રોતા ચિત્ત દઇ સાંભળે, તો રસ ઉપજે સોય. ૬
કર્મ શુભા શુભ બાંધિયા, ક્રોધે હસિને જેમ,
ભાવિની કર્મરક્ષિત તજ્યું, અનૂંભવે ફળ તેમ. ૭
હતો પુણ્યવંત પ્રાણિ પણ; ખમીયો દુઃખ અપાર,
દુષ્ટ કર્મ રેખા નઠી, તે સુજાણજો વિસ્તાર. ૮

---

## ઢાળ ૧ લી.

રસીઆની દેશી.

જંબૂદ્વિપ જોયણ લખવાટલો, પુર્ણતે ચંદ્રાકાર; શોભાગી.
કર્મ અકર્મ ભૂમિ નવક્ષેત્ર છે, તિહાં મધ્ય મેરૂધાર. શોભાગી.
ભાવ ધરિને ભવીજન સાંભળો, એ ટેક. ૧.
તેમાંહિ ક્ષેત્ર ભરત દક્ષિણમાં, દેશ અવંતી નામ. શોભાગી.
વસંતપુર નગર રળીયામણું, દુખીત જન વિશ્રામ. સોભાગી ભાવ. ૨
ગઢ મઢ મંદીર પોળ પ્રકારથી, સપ્ત ભૂમિ આવાશ. સોભાગી.
વાપી[1] કુંપ ઉદ્યાન સરોવરૂં, વર્ણ અઢારે નિવાશ શોભાગી. ભાવ ૨
પંગુ પરધન હરવા પર નિંધા, સુણવા જેહ બધીર. શોભાગી.
અંધ પરરમણી નિરખણ પરદોષો; વદવા મુંગાવીર શો. ભાવ. ૪
બંધન દિશે રમાને ચોટલે, દંડ દેવળ પરધાર; શોભાગી.
અડવા પરગુણ પક્કા ચોરટા, છિદ્રતે દિશત હાર. શો. ભાવ. ૫
રાજ્ય કરે જીતશત્રુ ભુપતી, દુર્જન કંટક પ્રાય; શોભાગી.
મંત્રી સદામતિ ચો બુદ્ધિ આગળો; પાળત પ્રજા ન્યાય. શો. ભા. ૬

---

૧ વાપી—વાવ.

રાણી કમળાશ્રી રતીરૂપ જીપતી, સતી ગુણવંતી જેહ, શોભાગી.
અવગુણ એક પતી ચિત્ત ચોરિને, વશ કરિયો છે તેહ. શો. ભા ૭
દંપતી એ સુરતી સુખ ભોગવે, જાતો ન જાણે કાળ; શોભાગી.
શુભ સુપને તસ એક પુત્રી થઇ, રૂપવંતી સુકમાળ. શો. ભા ૮
સંતાન ભાવ પુરણથી ભાવિની, ઠવિયું નામ શ્રીકાર; શોભાગી.
માતપીતાને વહાલી પ્રાણથી, લાડકવાઇ સાર. શોભાગી. ભાવ. ૯
નિર્વિઘ્ને જેમ ચંપક વેલડી, વધતી મેરૂમાંય, શોભાગી,
તેમ પુત્રી નિશદીન સુખમાં વધે, આઠ વરસ એમ થાય શો. ભા. ૧૦
તે પુર માંહી નગર શેઠ ઇમ છે, જીનદાસ નામે સાર; શોભાગી.
રૂપવંતી સતી પતી મન મોહની, છે તસ ધારણીનાર. શોભાગી. ભા.૧૧
ઉભય જૈન ધર્મ અનુરાગીયાં, પાળે જીનવર કેણ. શોભાગી.
પણ સંતાન વિના દુઃખ મોટકું, ધરે આરતી દીનરેણુ શો. ભા.૧૨
શાશન દેવી ધર્મ પ્રભાવથી, થઈ સંતુષ્ટ તેવાર; શોભાગી.
ધરો સમતા તુજ પુત્ર થશે ભલો, સાંભળી હર્ષ અપાર. શો. ભા.૧૩
કોઇ પુણ્યવંત જીવ ગર્ભે ઉપન્યો. દીનદીન વૃદ્ધિ થાય. શોભાગી.
ગુરૂ દર્શનાદીક દોહલા ઉપન્યા, તે પણ પુર્ણ કરાય શો. ભાવ. ૧૪
પૂરણ માસે જનમ્યો ક્ષેમથી; સુત સુંદર સુકમાળ; શોભાગી.
માતપીતાદી સ્વજન આણંદીયાં, કરે યત્ને પ્રતિપાળ, શો. ભા. ૧૫
ઠવિયું નામ ભલું તે પુત્રનું; કર્મરક્ષિત કુમાર, શોભાગી.
મનમોહન અતીમન રંજણો, પીતુમાતા પ્રાણાધાર; શોભાગી. ભા.૧૬
આઠ વરસ થયાં એમ તેહને, એ થઇ પહેલી ઢાળ. શો.
શ્રાવક નાથ કહે મનમોહશું, આગળ વાત રસાળ. શો. ભા. ૧૭



## દુહા.

શેઠ વિચારે ઉર વિષે; પાઠવું બાળ નિશાળ,
માય વેરણ પીતા રિપૂ. જે ન ભણાવે બાળ. ૧
કળા બ્હોતેર પ્રવિણ છે, ધીર પાઠક ગુણધાર,
તસ પાસે જો સ્થાપીયે, શિશુ હોય હુશિયાર. ૨
એમ વિચારી ગણકને,[1] તેડાવે તણીવાર;
મુહૂર્ત પઠન શુભ પુછીને, નિશ્ચય કરિયો સાર. ૨

---

## ઢાળ ૨ જી.

### રાગ ચોપાઇ.

પાઠકને તેડાવે તે વાર, કહે શેઠ મનનો વિચાર,
મુજ પુત્ર કરો હુંશિયાર, દેશું દ્રવ્ય તે અપરંપાર. ૧
માની પાઠકે શેઠની વાય; પઠન મહોત્સવ બહુ વિધ થાય,
શુભ મુહૂર્ત સુવાર સુદીન, મુકે નિશાળમાં શેઠ તન. ૨
રૂપ કાંતિ કરિ અદભુત, ભણે જીનદાસ તણોસુત,
પસરે તેલ વારિનીમાંય; તેમ જાણે સૌથી અધિકાય. ૩
લિપી ગણીતાદીક વિચાર, કળા બ્હોંતેર ભણીયો સાર,
વૈયાકર્ણ જોતિષ ને ન્યાય, નાટક સાહિત્ય ચૌદ વિદ્ય. ૪
કાવ્ય છંદમાં પ્રવીણ થાય, વિદ્યાર્થિમાં વડીલ કહાય;
બિનયવંત વિવેક બિચાર, પાઠકનેં તે પ્રાણ આધાર. ૫

---

૧ ગણક—પાઠક.

એક દિન પાઠકનેં ત્યાંય, કંઈક કામનો પ્રસંગ આય,
કર્મરક્ષિત ભળાવી નિશાળ, પાઠક ગ્રામેં ગયો ઉજમાળ. ૬
સહુ વિદ્યાર્થિંનેં ભણાવે, નિતી કળા શિક્ષણ જણાવે;
તેમાં કંઇકને શિખવે આંક, જો જો કર્મ તણો તમે વાંક ૭
કન્યાશાળા તિણહિજમાંય, ભણે બાળકીયું ચિત્ત ચ્હાય,
રાયપુત્રી ભાવિની કહાય; ભણે છે તે નિશાળની માંય. ૮
રૂપ કાંતિ અતી દિપે દેહ, દિઠાં સર્વને ઉપજે સ્નેહ,
વરતણું ધાર્યું પાટીનીમાંય, વિદ્યાર્થીને જુવે છે ત્યાંય. ૯
તેહ સમે તે કર્મરક્ષિત, કાવ્ય શ્લોક વાંચે એક ચિત્ત,
તેના અર્થનો કરે વિચાર, પડી ભાવિની દ્રષ્ટી તે ઠાર. ૧૦
જો જો કર્મ તણી કઠણાઇ. કેમ કુંવરને તે પ્રગટાઇ;
નાથ શ્રાવકે કહી બીજી ઢાળ, સુણો આગળ વાત રસાળ. ૧૧



## દુહા.

તેમાંહિ એક શ્લોક છે છે તસ અર્થ અપાર;
મુખ પાઠે કરવા ભણી, વદતો વારમવાર. ૧

यतः—श्लोक

मालिनी वृत्तम्

उदयाति यदिभानुः पश्चिमायां दिशायां
प्रचलति यदि मेरुःशीततां याति वह्निः

विकसति यदि पद्मं पर्वताग्रेशिलायां
तदपिन चलतीयं भाविनी कर्मरेखा. १

અર્થ-જો પશ્ચિમ દિશામાં સુર્યોદય થાય. જો મેરૂ ચલાય માન થાય; જો અગ્નિ શીતળ થાય, જો પર્વતના અગ્રે શિલામાં પદમ કમળ પ્રફુલ્લીત થાય, તો પણ ભાવિ કર્મની રેખા ચલાયમાન થતી નથી. ૧

દુહા.

સાંભળી તે શ્લોક કન્યકા, વિપરિત અર્થ વિચાર,
નહીં મુંકે તનેં ભાવિની, કર્મરક્ષિત નિરધાર, ૩
કોણ વણિક એ દુષ્ટ છે, મુજનેં એવું વદનાર,
લજ્યા કમળા રહિત તે, અમાવસ્યા જન્માર; ૩
કોપ ચડાવિ આકરો, આવિ તિણહીજ ઠાર;
કપાળે પાટી મારિને, ગઈ તે રાજ દુવાર. ૪

ઢાળ ૩ જી.

કપુર હોવે અતી ઉજળો રે-એ રાગ.

પાટી વાગી તે શેઠ પુત્રનેરે, લેખણ સહીત અપાર;
કપાળ માંહી ખાડો પડયોરે, ચાલી રૂધીરની ધારરે. પ્રાણી.
કર્મ તણાં ફળ જોય. એ ટેક. ૧
નિશાળીયા ભેગા થઈ રે, કર્મરક્ષિત લઇ તેહ,
આવ્યા તિહાં ઉતાવળારે, શેઠનું જીહાં છે ગેહરે. પ્રાણી. ૨
માત તાત કુંવર તણાંરે, પુછે નિશાળીયાને વાત,
કુંવરને કોણે મારિયોરે, એવો કોણ છે દુષ્ટ જાતરે. પ્રાણી. ૩

નિશાળીયા સરવે કહેરે, સાંભળો શેઠજી વાત;
તુમ કુંવરે શ્લોક વાંચીયોરે, રાય પુત્રી પડી ભ્રાંતરે. પ્રા. કર્મ ૪
પાટી મારી તુમ પુત્રને રે, ભાવિનિએ તેણીવાર;
એમ કહિને નિશાળીયાંરે, ગયા તે પોતાને દ્વારરે. પ્રા. કર્મ ૫
પાટો પીંડી કરી પુત્રનેરે, મળીયું કુટુંબ અપાર;
માત પીતા સરવે મળીરે, કરે તે મનમાં વિચારરે. પ્રા. કર્મ. ૬
આપણે જઇ દરબારમાંરે, વિનવિયેરે ભુપાળ,
શા કારણે તુમ પુત્રીએરે, હણીયો છે અમ બાળરે. પ્રા. કર્મ. ૭
કુંવરને પણ સાથે લઇરે, જઈ બતાવીયે રાય;
વિણ વાંકે અમ પુત્રનેરે, કેમ એ રીતે મરાયરે, પ્રા. કર્મ ૮
એમ ફરિયાદને કારણેરે, આવે છે જેણીવાર;
ઢાળ ત્રીજીનાથ શ્રાવકેરે, કહી સુણો નરનારરે. પ્રા. કર્મ. ૯

## દુહા.

ભુપતીકેરી જેસુતા. ભાવિની જેનું નામ;
કોપઘરે એકાંતમાં, આવી સુતી તામ. ૧
કોપે તે મહા કળકળી, મનમાં કરે વિચાર;
કર્મરક્ષિતને હું ખરી, મરાવું જો નિરધાર. ૨
નિર્દય સાહસ મુર્ખતા, લોભ અશુચીમાંય;
જુઠ એ દૂષણ નારીને, જન્મ સ્વભાવે થાય. ૩

## ઢાળ ૪ થી.

વેરણ વાગીરે વાંસળી—એ રાગ.

રૌદ્ર ધ્યાન ધરે એક ચિત્તથી, ધરિ ઉરમાંહી ક્રોધ અપારરે;
વેરણ થઈ છે રે ભાવિની;—એ ટેક.
એને આંટી અવળી પડી અંગમાં, ભુલી ગઈ વિવેક વિચારરે. વે. ૧
વ્યાલ વારિ વામાગતી વાંકડી, નહિ સિધે તે ઢાળ ઢળાયરે. વેરણ
છેડયાં પ્રાણહરે ક્ષિણવારમાં, એને દયા નહિં ઉરમાંયરે; વેરણ ૨
રૂઠી વાઘણ સરિખી વિષ વેલડી, જાુઠ કપટ પ્રપંચ કોઠારરે. વે.
દિલ ધીઠી અંગીઠી સારખી, મુખ મીઠી પાળી ઉરધારરે. વે. ૩
ક્ષણે દાસી થઇને પગે લાગતી, કોપી ફાંશી ઘાલે ગળામાંયરે; વે.
હઠે રૂપે તુષે હશે રોવતી, કલેશી કાળી નાગણ સમથાયરે. વે.૪
સમજાવે કરથી એક નેણમાં, ત્રિજે ક્રીડા ચોથાશું એકતારરે; વે
નિજઇચ્છાચરિ પતિનિંદમાં, વંચી જાએ જિહાં નિજ યારરે. વે. ૫
પુંફ્રી ફુંકી ઉંદર સમ ખાવતી, પગ પાનીએ બુદ્ધિ વિચારરે; વે
પર મર્મ પ્રકાશે મુખથી, કરે અનર્થ પારાવારરે. વેરણ. ૬
પેશી પેટમાં પાળી મારતી, એને વિછડતાં નહી વારરે; વેરણ.
ઘડેઘાટ અઘાટ નિત્ય ચિત્તમાં, નારિ ચરિત્રનો નહી પારરે. ૭
ઇંદ્રચંદ્ર ચક્રી હરકેશવા, રમણીએ નમાડયા નિરધારરે; વેરણ.
જાંઘકાપી રૂધીર માંસ આપીયો, નહી તેની થઈ તલભારરે. વે.
પુર્ણ પ્યારે પડેલ જેના ફંદમાં, સુરિકંતા હણ્યો ભરતારરે; વે.
એક ક્રોડ એંશીલાખ મારિયા, પદ્માવતી પ્રિતી ગજહારરે. વે.

બાળ્યો જુઠલ શ્રાવક નિજનારિયે, મુંજરાય મંગાવી ભીખનારરે; વે.
લુબ્ધિ દિર્ઘશું ચુલણી પુતને, લાખ મેહલમાં અગ્ની પ્રચારરે વે.૧૦
જીવજશા સુર્પનખા નારિયે, કર્યો પતિ પીયર સંહારરે; વેરણ.
તજો તજો સંગત નિચ નારની, નથી નથી એમાં કાંઇ સારરે. વે. ૧૧
નિરદોષી વણીક સુત ઉપરે, ભાવિની વૈર ખેડે અપારરે; વેરણ
નિજવાંક છતાં ન તેહ દેખતી; વક્રસ્વભાવ જેમ કથારરે. વે ૧૨
ખાનપાન તજીને મૌન ધારતી, રોષારૂણ આંખડી વિકાળરે; વે.
કર્મરહિત મરાવવા ધારતી, ધિક નારી સ્વભાવ ચંડાળરે. વે. ૧૩
દુષ્ટ કર્મ દિએ દુઃખ જેહવું, તેવું ક્રોડ રિપુથી ન થાયરે; વે.
ઢાળ ચોથી કહી નાથ શ્રાવકે, જુવો કર્મ તણી કડણાયરે. વે.૧૪

## દુહા.

દુષ્ટ કરમ આવ્યે થકે, સ્નેહી તે શત્રુ થાય;
તોડી કમળ ધરણી ધરે, દિનકર તસ સુકવાય. ૧
ભાવિનીને બોલાવતાં, દાસદાસી પરીવાર;
ઉત્તર આપે ન તેહને, દુષ્ટ સ્વભાવી નાર.

---

## ઢાળ ૫ મી.

### કર્મશબળ જગ જાણીયે—એ દેશી.

કર્મતણી ગતી વાંકડી, કર્મ કરે તે થાય હો ભવિયણ
રાજાને રંકજ કરે, રંકતણે કરે રાયહો, ભવિયણ.

કર્મતણી ગતી વાંકડી. એ ટેક ૧
ભોજન સમય થયે થકે, જીતશત્રુ તે ભુપાળ હો. ભવિ.
ભોજન મંડપે આવીને, બેઠો થઈ ઉજમાળહો, ભવિ૦ કર્મ૦ ૨
નહીં આવી નિજ બાળકી, ખોળ કરે તે વારહો, ભવિ૦
ચોદિશ મહેલમાં ઢુંઢતા, આવ્યો જયાં કોપાગારહો. ભ૦ ક૦ ૩
કુંવરિ દીઠી તિહાં કણે, રાજાએ તેણીવારહો. ભવિ૦
કોણે તુજવે દુહવી, કોણે લોપી તુજ કારહો. ભવિ૦ કર્મ૦ ૪
તાત પ્રત્યે કુંવરી કહે, રોવંતી અસરાળ હો; ભવિ૦
નગરશેઠ જીનદાસનો, કર્મરક્ષિત જે બાળહો. ભવિ૦ કર્મ૦ ૫
એણે મુજને દુહવી, ભણતી નિશાળે તે ઠારહો; ભવિ૦
કર્મરક્ષિત મુકે નહી, ભાવિનીને નિરધારહો. ભવિ૦ કર્મ૦ ૬
માટે મરાવો એહને, તો હું ખાઈશ અન્ન હો, ભવિ૦
કર્મરક્ષિત જીવતો રહે, તો હું પાડું નિજ તન્નહો. ભ૦ ક૦ ૭
સાંભળી ભુપતી કોપીયો, કર્મરક્ષિત પર ત્યાંય હો.
એવા નિર્લજ નાઠોરને, મુંકવો નહી ઈણ ઠામહો ભ૦ ક૦ ૮
જોજો ભવિ ભાવી બળી, શું શું વિતકડાં થાય; હો ભવિ૦
પંચમી ઢાળ કહી ભલી, નાથ શ્રાવકે સુખ દાયહો. ભ૦ ક૦ ૯

## દુહા.

દુષ્કિત કર્મ કોદાળીએં, ખોદે જીવ જે વાર;
દુઃખના ઢગલા દેખીએ, ચારે દિશમોઝાર! ૧
હશિ હશિને બાંધીયાં, છુટે નહીં રોતાંય;
અગ્નિ સળગે સ્હેલથી, ઓલવતાં દુઃખદાય. ૨

## ઢાળ ૬ થી.

મેંદીરંગ લાગ્યો રે,--એ દેશી

ભુપતી રીસ કરી તદારે, બોલાવ્યો કોટવાળ;
કોપ્યો વસુધાતારે, એ ટેક.
નગરશેઠ જીનદાસનોરે, કર્મરક્ષિત જે બાલ; કોપ્યો. ૧
લાવો પકડી તેહનેરે, વિલંબ રહીત ઇણુવાર;
કોઇ અરજ તિહાં કરેરે, સુણવી ન દાદ લગાર. કોપ્યો. ૨
નમન કરિ તિહાં ભુપનેરે, કોટવાલ લઇ પરિવાર;
આવ્યો શેઠ ઘરે તદારે, પકડયો બાળ તે વાર. કોપ્યો. ૩
શેઠ કુટુંબ સરવે મળીરે, અર્જ કરે બહુ પેર;
શા વાંકે પકડો તમેરે, કરો શું અકરાકેર. કોપ્યો ૪
વાંક ન જાણું એહનોરે, કહો કોટવાળ તે વાર;
હુકમાધિન પેટ કારણેરે, કરવો એ વ્યવહાર. કોપ્યો. ૫
પોકાર કરતાં લઇ ગયારે, આવ્યા મધ્ય બજાર;
નાગરિક જન પોકારતાંરે, એ અન્યાય અપાર. કોપ્યો. ૬
અહો એ બાળ સુલક્ષણોરે, કહે ન મરતાં મેર,
વિણુ વાંકે શિશુ ઉપરેરે, એવડું શું ભુપઝેર. કોપ્યો. ૭
એમ કરતાં લઇ શોંપીયોરે, ભુપતિ પાસે ખાસ;
શેઠ મહાજન સરવે મળીરે, આવે રાયની પાસ. કોપ્યો. ૮
અરજ કરે કર જોડીનેરે, તુંહી ગરિબ નિવાજ;
તું પંચમ લોકપાળ છેરે, શિશુ પકડયો શા કાજ. કોપ્યો. ૯

રાય કહે ઇણ પાપીયેરે, કર્યું તે કરે ન કોય;
નિશાળમાં મુજ પુત્રીનેરે, ચુકી બોલ્યો શઠ સોય. કોપ્યો, ૧૦
કર્મરક્ષિત મુંકે નહીરે, ભાવિનીને કોઇકાળ
એવું વચન એ બોલીયોરે, દુષ્ટી મહા ચંડાળ. કોપ્યો. ૧૧
આજથી એ અપલક્ષણોરે, કરે ન શું અન્ય કામ;
પૂરણ શિક્ષા આપીનેરે પાડું એહની મામ. કોપ્યો. ૧૨
વિષ અંકુરા સરિખોરે, એ તુજ કુળ અંગાર;
તેહથી આજજ તેહનેરે, પોહોચાડું યમદ્વાર. કોપ્યો. ૧૩
રાય પુછે કુંવરિ પ્રત્યેરે, શું દંડ દિજે એહ;
કહે કુંવરિ ઇણ મહેલનીરે, પાછળ વાટીકા જેહ. કોપ્યો. ૧૪
તિહાં શિલ્લા ઉપરેરે, બે પગ પકડી સાર;
રજકતણા પટની પેરેરે, પછાડવો ચાર વાર; કોપ્યો. ૧૫
લાશ ન પાછી આપવીરે, શ્વાન વાયસ ભલે ખાય;
એહ હુકમ છે માહરોરે, કરોને સત્વર આંય. કોપ્યો. ૧૬
તો મુજ કાલજડે હુવેરે, ઠંડક પારાવાર;
શ્રાવક નાથ કહી ભલીરે, છઠી ઢાળ ઉદાર. કોપ્યો. ૧૭

દુહા.

એમ સુણી કુંવર તણા, પિતા કુટુંબ પરિવાર;
કર્મરક્ષિત છોડાવવા, કરે ઘણી મનુહાર. ૧
શેઠ કહે સુત જાવતાં, નિર્વંશ થઉં ઇણવાર;
કુંવરીને મોહેકરી, ભુપ ન માને લગાર. ૨

## ઢાળ ૭ મી.

બીંદલીની દેશી.

રાયે વાણીયાને તેણીવાર, કાઢયા દરબારમાંથી બહાર હો
ભવિજન સાંભળો;
કુંવરને રાખ્યો પાસે, તેહની શીગતી થાસે હો. ભાવિજન. ૧
રાય તણી વાડીની માંય, પત્થરની સિલ્લા ત્યાંય; હો ભાવિ.
ચંડાળને તિહાં બોલાવે, રાય તિહાં હુકમ ફરમાવે. હો૦ ૨
કર્મરક્ષિત લઈ ઇણુવાર, પાષાણુ સીલ્લા તેવાર; હો ભાવિ.
પછાડો તસ ફેરા ચાર, રાજાને ક્રોધ અપાર હો૦ ૩
અર્ધ મુવો તેણે કીધો, ભાવિનીનો કારજ સિધ્યો; હો ભાવિ.
નાખીદીયો તે ખાડા મોઝાર, ચડ્યો જીવ દશમેં દ્વાર હો૦ ૪
નહી કુંવરના કર્મનો પાર, દયા કરી ન ભુપે લગાર; હો ભાવિ.
હ્રદય ભાવિની તણું કઠોર, તેમ ભુપતી થયો નઠોર. હો૦ ૫
કુંવર મુવાની સાંભળી વાત, લાશ માગે શેઠને જ્ઞાત; હો ભાવિ.
રાજાએ દાહ દેવા નવિ દિધો, એવો પૂર્ણ અકારજ કિધો. હો૦ ૬
સર્વ કુટુંબ ગયું નિજ ઘેર, મુવાની તે કરવા ખેર, હો ભાવિ.
આંખે આંશુડાં બહુ નાખે, ગરિબાનંદ તે શું બળ દાખે. હો૦ ૭
સર્વે રૂદનપાતજ કરતાં, આંખે આંશુડાં ખરતાં; હો ભાવિ.
માત તાત જ્ઞાતજ મળીયાં, કુંવરના સ્નાનજ કરિયાં. હો૦ ૮
રાજાને મન હર્ષ અપાર, જોર નહિં ગરિબ લગાર; હો ભાવિ.
જોજો સાતમી ઢાળ મોઝાર, કહે નાથ એ કર્મ પ્રચાર. હો૦ ૯

## દુહા.

કર્મ કલંદર વસ પડયો, જીવડો બંદર ધાર;
કષ્ટની સોટી વાગતાં, નાચે જગત બજાર. ૧
કર્મના અવળા આંકડા, શી રીતે ભુંશાય;
સગગે દવ ત્યાં કોગળે, શી રીતે બુઝાય. ૨



## ઢાળ ૮ મી.

માતાજી મરૂદેવીરે ભરતને એમ કહે--એ દેશી.

કર્મતણી કથનીરે કયાં જઇને કરૂં,
ત્રણ ભુવનમાં વાળ્યો આડો આંક જો;
હરિહર બ્રહ્મા ઇંદ્રાદીક જે દેવતા,
કોણ તસ પાસે ભુપતિને કોણ રાંકજો.
કર્મ તણી કથનીરે કયાં જઇને કરૂં. એ ટેક. ૧
રૂષભ પ્રભુને અંત્રાય કર્મના યોગથી,
વર્ષ દીવસ લગી મળ્યું ન પાણી અન્નજો;
મહાવિર પ્રભુજી બ્રાહ્મણી કુખે ઉપન્યા,
કષ્ટ સહ્યાં બાર વરસ લગી તન જો. કર્મ ૨
સગર ચક્રીના સાઠ સહસ સુત જે હતા,
ગંગા કિનારે પામ્યા સરવે મર્ણ જો;
સનંતચક્રીને સોળ રોગ તનમાં થયા,
દુઃખ તે સાતસેં વર્ષ લગી નહી ઠર્ણજો. કર્મ. ૩

સોળ વરસ બ્રહ્મદત્તે અંધાપો ભોગવ્યો,
બાર વરસ લગી રામ રહ્યા વનવાસ જો;
બળી દ્વારિકા કૃષ્ણુને વિત્તક વિતીયાં,
પાણી કરતાં પ્રાણુ ગયાં છે તાસજો. કર્મ ૪

છઠછઠ્ઠ પારાણું કરતો કુંડરિક ભાવશું,
સહસ વરસ લગી ધરિયો સંયમ ભારજો;
અઢી દીવસનું રાજ કરિ નરકે ગયો,
કર્મ અજબ ગતી જો જો ભવી આધાર જો. કર્મ ૫

અહંકારી સર્વોપરી રાવણુ રાજીયો,
રડવડીયાં દસ મસ્તક જંગલ માંય જો;
ગજ શુકમાલનેં મસ્તકે સોમલ સાસરે,
બાંધી માટીની પાળ અંગારા ઠાય જો. કર્મ. ૬

વાઘણુ દેહ વિદારિ સુકોશળ સાધુની,
મેતાર્ય મુની ચર્મે વિંટયા સોય જો;
પાલક પાપીયે ઘાણીમાંહી પીલીયા,
ખંધક સુરિના શિષ્ય તે પાંચસે જોય જો. કર્મ. ૭

ઇત્યાદિક ઉત્તમ પુરૂષ જગમાં થયા,
તેહને કર્મે છોડયા નહી તલ ભાર જો;
તો અન્ય પ્રાણીનો વિશ્વ વિષે શો આશરો,
માટે કર્મ બાંધતાં રાખો વિચારજો. કર્મ. ૮

કર્મ દાવાનળ સળગે જબ ચૌદિશથી,
ત્યારે ન મળે ઠરવાનું કોઈ સ્થાનજો;
હસી હસીને બાંધતો પાપી પ્રાણીયો,
ઉદય સમે તો ન મળે શુદ્ધને સાન જો. કર્મ. ૯
ઇંદ્રી વિષયથી કર્મના ભારા બાંધતો,
નિતી ભક્તી રિતી તજી નીરધાર જો;
પુર્ણ દયાળુ પ્રભુની આજ્ઞા ઉથાપીને,
સ્વચ્છંદચારિ ભીતી ન શિર લગાર જો. કર્મ ૧૦
જુઠ કપટ કરતો નિજ અવગુણ ઢાંકવા,
ચર્મ ચક્ષુવંતને વંચવા કાજજો;
પુર્ણ અવગુણી એવો આ પાપી પ્રાણીયો,
દુઃખ સમુદ્રે ખોઇ બેશે પુન્ય જહાજ જો. કર્મ. ૧૧
તનધન જોબન અધિકાર અભિમાનથી,
ધમધમ ધરતો ધરણી ઉપર પાયજો;
ક્રોધ અભિમાન કપટ અને અજ્ઞાનથી,
પાતીક કરતાં વિચાર નહિં ઉર માંય જો. કર્મ ૧૨
ધર્મ અર્થને કામ એ ત્રણ પ્રકારથી,
બાંધે જીવડો પાપ તે અપરમપાર જો;
ઉદય સમે છોડાવણ કોઈ નહી મળે,
તેથી સમજી ચાલો તો તેમાં સારજો. કર્મ. ૧૩

નાથ ત્રિલોકિની આજ્ઞા શિરપર ધારવી,
જેથી જીવને પસ્તાવો નહી થાય જો;
શ્રાવક નાથજી ઢાળ કહી એ આઠમી,
જો જો કર્મરક્ષિતની અકથ કથાય જો. કર્મ. ૧૪

## દુહા.

કર્મરક્ષિત એક દીનતે, પરણુશે ભાવિની નાર;
કર્મ તણું બળ અતી ઘણું, તે સુણજો અધિકાર. ૧
કર્મરક્ષિત કુંટુબ સવી, મુવાનું કારજ કિધ;
કેટલે દીન ગત શોક થઇ, સહુ નિજ કામે સિધ. ૨

## ઢાળ ૯ મી.

### અર્જુન માળીની દેશી.

કર્મરક્ષિત તે ખાડા મોઝાર,
બે ભાન રહ્યો દીન ચાર. ભવિ સાંભળો. ટેક

પુર્વ પશ્ચીમને વાયરે તેહ,
સચેતન થયો તેહનો દેહ, ભવિ સાંભળો. ૧

લોટતો નીકળ્યો ખાડાની બ્હાર,
નિશાએ હળવે ચાલ્યો તે વાર. ભવિ૦

ભાંખોડીયા ભર ચાલતો તેહ,
ત્યાં એક વહોરા કેરો છે ગેહ. ભવિ૦ ૨

ઉઘાડું જોઇ પેઠો તે માંય,
ગયો તે રૂનો ઢગલો ત્યાંય; ભવિ૦
વહોરાએ તે દેખીયો બાળ,
દિલમાં આવી દયા તતકાળ. ભવિ૦ ૩

કર્મરક્ષિતને રાખ્યો તે ઠામ,
પાસે બ્રાહ્મણને કહે તામ; ભવિ૦
શેઠ પુત્ર આવ્યો મુજ ઘેર,
ઓષધ અહારની કરોને પેર. ભવિ૦ ૪

વાડવ ભક્તિ કરે અપાર,
ત્રીકાળ તેની કરે સારવાર; ભવિ૦
રહે વહોરાના ઘરની માંય,
રાખે રાયથી છાનો ત્યાંય. ભવિ૦ ૫

માસ એક રહ્યો વહોરાને ગેહ,
તિહાંથી છાનો નિકલ્યો તેહ; ભવિ૦
પગ ઘસતો ચાલ્યો તે જાય,
ઘડનાળા રસ્તે નિસરાય. ભવિ૦ ૬

જંગલમાં એક સિદ્ધ મુકામ,
કર્મરક્ષિત ગયો તે ઠામ; ભવિ૦
સિદ્ધપુરૂપની સેવા તેણે કીધ,
તવ સિદ્ધે એક બુટ્ટી દીધ. ભવિ૦ ૭

ઘસી શરીરે ચોપડી જામ,
સર્વે હાડ મળી ગયાં તામ; ભવિ૦
સિદ્ધ પુરૂષે દિધું વચન;
જાઓ બચ્ચા સુખી થશો તન. ભવિ૦ ૮

આગળ મળશે ઋદ્ધિ અપાર,
પરણીશ તું વળી ભાવિની નાર; ભવિ૦
મળશે રાજ ઋદ્ધિ એમ કીધ,
સર્વે કારજ હોશે તુજ સિદ્ધ. ભવિ૦ ૯

નમી કર્મરક્ષિત તે વાર,
આગળ ચાલ્યો વન મોઝાર; ભવિ૦
એહ કહી છે નવમી ઢાળ,
નાથ શ્રાવક કહે રંગ રસાળ. ભવિ૦ ૧૦

## દુહા.

તેણે કાળે તેણે સમે, છે કંચનપુર ગામ;
સાગર શેઠ વસે તિહાં, ભદ્રા ધારણી નામ. ૧
ભદ્રા ઉરે ઉપની, કુંવરી મહા સુકમાળ;
ચોસઠ કળા પ્રવિણ તે, રૂપ અનુપ રસાળ. ૨
સુભદ્રા તસ નામ છે, ભદ્ર સ્વભાવી જેહ;
સર્વે ગુણે કરી શોભતી, ઈંદ્રાણી સમ દેહ, ૩



## ઢાળ ૧૦ મી.

દશ ધારો દીવો કહ્યોરે,—એ દેશી.

માત પીતાને વલ્લભ ઘણીએ, જીવન પ્રાણ આધારકે,
સજ્જન સાંભળોએ, એ ટેક.
કુષ્ટક એક નિમીતીયોએ, આવીયો છે શેઠ દ્વારકે. સ૦ ૧
હાથ જોઈ કુંવરીતણોએ, નિમીતીયો તેંણીવારકે; સ૦
શેઠ ભણી વળતો કહેએ, કુંવરી ભાગ્ય અપારકે. સ૦ ૨
પુન્યવંતી તુમ પુત્રીકાએ, વરશે પૃથ્વીપતી રાયકે; સ૦
શેઠ કહે કીણ કારણેરે, કહે નિમીતીયો વાયકે. સ૦ ૩
ચૈત્રી પુનમને દીવસે એ, આવી મળશે સુકુમાળકે; સ૦
આવીને તુમ તણી વાડીએરે, સુતો હશે તે બાળકે. સ૦ ૪
નવપલ્લવ વાડી થસેએ, વાવડી ભરાસે નીરકે, સ૦
એ એંધાણીથી જાણજોએ, ભાગ્યવંત મહાધીરકે. સ૦ ૫
તેને તમે તેડી લાવજોએ, કરજો કુંવરી ભરતારકે; સ૦
એમ કહીને નિમીતીયોએ, ગયો તે નિજ દ્વારકે. સ૦ ૬
શેઠ સુંણી રાજી થયોએ, મનમાં હર્ષ અપારકે; સ૦
નાથ શ્રાવક કહી વાતડીએ, દશમી ઢાળ મોઝારકે. સ૦ ૭

### દુહા.

કર્મરક્ષિત કુંવર હવે, વન ઓળંઘી અપાર;
કેટલેક દીવસે આવીયો, કંચનપુરને દ્વાર. ૧

ચૈત્રી પુનમદીન આવીયો, શેઠની વાડી મોઝાર;
એક કીનારે સુઇ ગયો, કર્મરક્ષિત કુમાર. ૨

## ઢાળ ૧૧ મી.

હળધર માધવરાય. એ દેશી. અથવા લાછલદે માત મલાર. એ રાગ

શેઠ સાગરદત્ત આય, વાણોતરને બોલાય;
આજહો આપણી વાડીએ તમે સંચરોએ. ૧
નીમીતીએ કીધો જેહ, આવ્યો હોશે તેહ;
આજહો તેને બોલાવી, મુજપાસે ઠવોએ. ૨
સુણી કીંકર તેવાર, પામ્યા હર્ષ અપાર;
આજહો શેઠવાડીએ, તેહ સંચર્યાએ. ૩
સુતો દીઠો બાળ, નિદ્રા ભર તતકાળ;
આંજહો વાણોતર કેરી, દ્રષ્ટે તે પડયોએ. ૪
મેહેલાં કપડાં અશેષ, દિઠો મલીનને વેશ;
આજહો, હજામત વધી તેને ઘણીએ, ૫
દરિદ્રી સરિખો દેહ, દિઠો ન ગમે તેહ;
આજહો, વાણોતર મનમાં, વિસ્મય થયો એ. ૬
વાવડી વાડી એંધાણ, શેઠને કરિયું જાણ;
આજહો, એ કુંવરની હકીકત દાખવેએ. ૭
શેઠ બોલાવે તેવાર, કરો ન ઢીલ લગાર;
આજહો, બોલાવી લાવો તમે તેને શિઘ્રથી એ. ૮

ફરીથી વાડીએ જાય, કર્મરક્ષિતને બોલાય;
આજહો, લાવીને સોંપ્યો, તે તત્ક્ષીણ શેઠને એ. ૯
રૂદ્રમી ઢાળ મોઝાર, કહે નાથ શ્રાવક સાર;
આજહો, આગળ તેની વાત, છે અતી ઘણીએ. ૧૦

## દુહા.

સાગર શેઠ તિહાં કણે, ચાકર પુરૂષ બોલાય;
નાપીકને તેડાવવા, મોકલીયા ચિત્ત ચ્હાય. ૧
નાપીક તેડી લાવીયા, ક્ષૌરકર્મ તે કરાય;
સ્નાન કરાવી બાળને, વસ્ત્ર પહેરાવે ત્યાંય. ૨

---

## ઢાળ ૧૨ મી.

સુધરમા દેવલોકમાંરે વિમાન બત્રીશ લાખ. એ દેશી–
ભોજન મંડપ લાવીયારે, કર્મરક્ષિત કુમાર;
ભોજન કરાવે ખાંતશુંરે, મનમાં હર્ષ અપારરે.
પુન્યનાં ફળ જોજો. એ ટેક. ૧
ભદ્રા તે શેઠની કન્યકારે, નિરખે છે મનમાં બાળ;
મનમાં મોહી અતી ઘણી ભાઈ, કુંવરી હોઇ ઉજમાળરે; પુન્ય. ૨
મુજ તાત એને પરણાવશેરે, આણી અધીક સનેહ;
ભરતાર હોશે માહ્યરોરે ભાઇ, મનમાં હર્ષ અછેહરે. પુન્ય. ૩
પુન્યે તે સંપત્તી પામીએરે, લક્ષ્મી તણા ભંડાર;
સ્હેજે સરવે આવી મળે ભાઇ, પુન્યછે જીવને આધારરે. પુન્ય૦ ૪

ભોજન કરાવી ખાંતશુંરે. લઈ ચાલ્યા શેઠ હજુર;
શેઠે તે આદર બહુ કર્યો ભાઇ, કર્મરક્ષિતને જરૂરરે. પુન્ય૦ ૫
કર્મરક્ષિત કુમારનેરે, રાખે છે રૂડી પેર;
સારી રીતે તેને સાચવે ભાઇ, રહેછે શેઠને ઘેરરે. પુન્ય૦ ૬
સર્વને આવે ભાવતોરે, શેઠ કીંકરને અપાર;
સુભદ્રાની માતાને વાલહો ભાઈ, સાચવે કરી મનુંહારરે. પુન્ય૦ ૭
હળતો મળતો તે થયોરે, પ્યારો તે જીવન શ્વાસ;
ખાયપીયે દિન નિર્ગમે, એમ વિતી ગયા ખટમાસરે. પુન્ય૦ ૮
એહ બારમી ઢાળમાંરે, સુખીયો હુવોરે કુમાર;
શેઠની બેટી પરણશે ભાઈ, નાથ શ્રાવક કહે સારરે. પુન્ય૦ ૯

## દુહા.

સાગરદત્ત એક દીવસે, બોલાવી તે કુમાર;
મુખથી વાણી ઉચરે, કુંવર ભણી તેણી વાર. ૧
અમ પુત્રીએ લાડકી, સુભદ્રા ગુણ ધામ;
બહુ હરખે ભાવે કરી, પરણો તુમે આ ઠામ, ૨

---

## ઢાળ ૧૩ મી.

### આછીલાલની દેશી.

કુંવર સુણી અભીરામ, મુખ મલકાણું તામ;
આછીલાલ, મુખથી કાંઇએ ન ઉચર્યો એ. ૧
મનમાં હર્ષ અપાર, થયો કુંવરને તે વાર;
આછીલાલ, અણબોલ્યો બેશી રહ્યો એ. ૨

મુહૂર્ત શુભ જોવરાય, કુટુંબ સરવે બોલાય;
આછીલાલ, સગપણ કીધું હેતશુંએ; ૩
શેઠે જમાઈકીધ, કુંવરનું કારજ સિધ;
આછીલાલ, મનમાં હર્ષ અતીઘણોએ. ૪
નક્કી લગન દીન કીધ, ઉત્તમ મુહૂર્ત લીધ;
આછીલાલ, ઉત્તમ વસંત પંચમીએ. ૫
લગ્ન દીવસ જબ આય, મળીયા સરવે ત્યાંય;
આછીલાલ, મંડપ રચવા મોટકોએ. ૬
પાટ પથરણાં પથરાય, કુટુંબ શેઠનું મેળાય;
આછીલાલ, આવી બેઠા મંડપે એ. ૭
કુંવર કુંવરીને તામ, નવરાવીયાં અભીરામ;
આછીલાલ, આભુષણ વસ્ત્ર પહેરાવીઆં એ. ૮
કુંમકુંમ તીલક ભાલ, મહોત્સવ કરિને રસાળ;
આછીલાલ, તોરણે આવી પહોંચીયાજી. ૯
લાવી બેસાર્યાંરે પાટ, કરિ માયરાનો ઠાઠ;
આછીલાલ, હાથ મેળાવો કરાવીયો એ. ૧૧
ગોરડી ગાવે છે ગીત, સર્વને ઉપજે પ્રીત;
આછીલાલ, વિપ્ર વેદમંત્ર ઉચરે એ. ૧૨
વરત્યાં મંગળ ચાર; આરોગ્યારે કંસાર;
આછીલાલ, અગ્નીહોત્ર કરાવીયો એ. ૧૩
પાણીગ્રહણજ કીધ, તેરમી ઢાળ પ્રસીધ;
આછીલાલ, નાથ શ્રાવક ભણે ભાવશું એ. ૧૪

## દુહા.

આડંબર બહુવિધ થકી, પરણી ઉતર્યા બે બાળ;
સાગરદત્ત સહુ સાથને; હર્ષ ઘણો ઉજમાળ. ૧
પંચની સાક્ષીએ પરણીયાં, દંપતી મહા ગુણધાર;
જ્ઞાતી કુટુંબ જમાડીયું, સાગરદત્ત તેવાર. ૨
પહેરામણી કરિનેં વળી, સહુને વિદાયજ કીધ;
શેઠ શેઠાણી બે જણે, લાખેણો લાવો લીધ. ૩

---

## ઢાળ ૧૪ મી.

હરિયા મન લાગ્યો, એ દેશી.

વરઘોડીયાં પધરાવિયાં,
શેઠના ઘર મોઝારરે; કુંવર કેણે માન્યો. એ ટેક.
જગ્યા એકાંતે આપી તદા,
ઘર જમાઈ રાખ્યો તેણી વાર રે; કુંવર૦ ૧
ખાય પિયે દીન નિર્ગમેં,
જાતો ન જાણે કાળ રે; કુંવર૦
પંચવિષય સુખ ભોગવે,
સુભદ્રાશું રસાળ રે; કુંવર૦ ૨
દંપતી રતી સુખ ભોગવે,
ઇંદ્ર ઇંદ્રાણી જ્યું સારરે; કુંવર૦

કામ ક્રીડામાં રંજીત રહીયાં,
રોહિણીને ચંદ્ર ધારરે. કુંવર૦ ૩
દિન દીન પ્રીતી વાધે ઘણી,
જેમ ચકોરને ચંદરે; કુંવર૦
ખાય પીયે સુખ વિલસે,
મન માન્યો આણંદરે. કુંવર૦ ૪
શેઠ સાગરદત્તના ઘરમાંય,
પાંચ લાખ નાણું કહાયરે; કુંવર૦
અઢી લાખ બે કડાની માંય,
અઢી લાખ વેપાર થાયરે. કુંવર૦ ૫
તે કડાં પેહેરવા આપે તેહ,
જાણી નિજ જમાતરે; કુંવર૦
અંદર ધન નવ જાણે કોય,
શેઠ મુનીમ વિણ વાતરે. કુંવર૦ ૬
સુભદ્રા પણ જાણે ન કાંય,
બહુ મુલ્ય કડાની વાતરે. કુંવર૦
જમાઇને નવ કીધી લગાર,
એ કડાની અવદાતરે. કુંવર૦ ૭
એક દીવસે તે શેઠજી,
ગયા કોઇક ગામરે; કુંવર૦

તેવે કર્મરક્ષિત કુમાર,
સુખે બેઠા છે તામરે. કુંવર૦ ૮
એ ચૌદમી ઢાળ મોઝાર,
કડા તણો અધિકારરે; કુંવર૦
નાથ શ્રાવક કહે સાંભળો,
આગળ ઘણો વિસ્તારરે. કુંવર૦ ૯

## દુહા.

કર્મરક્ષિત એક દિવસે, બેઠા દુકાને જાય;
વેસ્યા નાટક સાંભળ્યો, તે જોવા ચિત્ત રહાય. ૧
કુંવર જોવાને ચાલીયો, સાથે વાણોત્તર તામ;
એકાંત જગ્યા જોઇને, બેઠો તેણે ઠામ. ૨

---

## ઢાળ ૧૫ મી.

હરિ હળધર બેહુ ચાલીયા, પાંડુ મથુરાં જાય લાલરે, એ દેશી,
નાયકા ખેલ કરે તિહાં, ગાયે મધુરાં ગીત લાલરે;
સહુ માણસ ભેગુ થયું, જોવે રમતની રીત લાલરે;
કર્મ તણી ગતી સાંભળો. એ ટેક. ૧ કર્મ કરે તે થાય લાલરે;
ભૂપતીને રંકજ કરે, રંક તણે કરે રાય લાલરે. કર્મ૦ ૨
કર્મરક્ષિત તેણે સમે, નાચ વેસ્યાનો જોય લાલરે;
મનમાં રિઝયો અતી ઘણો, આશ્ચર્ય નાટક સોય લાલરે. ૩

ગુણકા શિશો માથે લઇ, સર્વ અંગે તે ફેરાય લાલરે;
અજબ તમાસો તે ખરો, દેખી સરવ રિઝાય લાલરે. કર્મ૦ ૪
સર્વે જોઇ તે ખેલને, આપ્યા બ્હોળાં દામ લાલરે;
કર્મરક્ષિત મન રંજીયો, આપ્યાં કડાં બેહુ તામ લાલરે. ૫
કડાં આપી ઘેર આવીયો, કર્મરક્ષિત કુમાર લાલરે;
ગામમાં વાત જાહેર થઈ, જણજણ મુખ ઉચાર લાલરે. ૬
સાગરદત્ત ઘરે આવિયો, કડાંની સાંભળી વાત લાલરે;
મુર્છા આવી ધરણી પડ્યો, થયો ઘણો ઉતપાત લાલરે. કર્મ,૭
સાગરદતે તેડાવીયો, કર્મરક્ષિત કુમાર લાલરે;
ઓળંભો દિધો અતી ઘણો, કટુક વચન ઉચાર લાલરે. કર્મ.૮
રખડતો ઇહાં આવીયો. તને જમાઇ કીધ લાલરે;
ઋદ્ધિ સરવે માહારી, તેંતો લુંટાવી દિધ લાલરે. કર્મ. ૯
સહુને થયો અળખામણો, કર્મરક્ષિત કુંમાર લાલરે;
સર્વે આભ્રણ શેઠીએ, તત્ક્ષોણ લીધાં ઉતાર લાલરે. કર્મ. ૧૦
કુંવર વિમાસણમાં પડયો, ખેદ અપાર તે થાય લાલરે;
બગડી વાત સુધરે નહી, કરિયે ક્રોડ ઉપાય લાલરે. કર્મ. ૧૧
એહ પનરમી ઢાળમાં, કડાંએ અંતરાય કીધ લાલરે;
નાથ શ્રાવક કહે સાંભળો, આગળ પામશે રિદ્ધ લાલરે. કર્મ. ૧૨

## દુહા.

કર્મરક્ષિત કુંવર હવે, મનમાં ઝાંખો થાય;
આદર કોઇ દીયે નહી, એ મ્હોટી અંતરાય. ૧

જો ધરતી ફાટી પડે, પેશી જાઉં પાતાળ;
કાંતો જાવું વિદેશડે, છોડી મંદીર માળ. ૨
ભાવ નહી આદર નહી, નહી નયણુમાં નેહ;
તિહાં કણે રહેવું નહી, કંચન વરસે મેહ. ૩

## ઢાળ ૧૬ મી.

કિંણુ વિધી નિકળું—એ દેશી.

એમ વિમાસી ચિત્તમાંરે, ચાલ્યો એકલો તામ;
જીનદાસ શેઠની પેઢીયેરે, આવી બેઠો જામરે,
કિણુ વિધી નીકળું. એ ટેક. ૧

શેઠ તણા વાણોતરૂ રે, પુછેછ તેણીવાર;
શા કારણે ઇહાં આવિયારે, અમને કહો તે વિચારરે. કિણુ૦ ૨
વળતો કુંવર કે માહ્યરેરે, જાવુંરે જાવારે શહેર;
વહાણુ તુમ કબ જાવશેરે, અમને કહોતે પેરરે. કિંણુ૦ ૩
રવીવારે અમે જાઈશુરે, નિશ્ચે તે નિરધાર;
સાત તે વહાણુ ભરી કરીરે, જઇશું એણી વારરે. કિંણુ૦ ૪
ઠરાવ કરી જાવા તણોરે, કુંવર ચાલ્યોરે ઘેર;
રવીવાર તે જબ આવીયોરે, જાવાની કરી પેરરે. કિંણુ૦ ૫
સાસુ સસરો જાણે નહીરે, જાણે ન ઘરની નાર;
એવો છાંનો નિસર્યોરે, આવ્યો વહાણુ મોઝારરે. કિંણુ૦ ૬

જીનદાસના વાણોતરૂંરે, જાવા શહેરમાં જાય;
ક્રીયાણું ચાર જાતનુ રે, ભરી બેઠાં વહાણુ માંયરે. કિંણ૦ ૭
સપ્ત વહાણ ત્યાં ઉપડીરે, ચાલ્યા ઉદધિ મોઝાર;
પુંઠના શુભ પવને કરીરે, જાવા બંદર સુખકારરે. કિંણ૦ ૮
કેટલાક દીનનેં આંતરેરે, જાવા કાંઠોરે લીધ;
વેપારિ હરખ્યા ઘણાંરે, માને કારજ સીધરે. કિંણ૦ ૯
વાંણોતર વેપારીયારે, માલ ઉતારે તેહ;
ભાડે શકટ ભરી તદારે, નાંખે વખારે એહરે. કિંણ૦ ૧૦
કર્મરક્ષિત કુંવર વળીરે, ચાલ્યો જાવા ધાર;
આગળ કૌતુક શું થયુંરે, તે સુણજો અધિકારરે; કિંણ૦ ૧૧
સોળસમીએ ઢાળમાંરે, એહ કહ્યો અધીકાર;
નાથ શ્રાવક કહે સાંભળોરે, એક ચિતે નરનારરે. કિંણ૦ ૧૨

## દુહા.

જાવા શહેરનો ભુપતી, મુવો અપુત્રીયો એહ;
પીત્રાઈ ભેગા થઇ સહુ, વઢી મરે છે તેહ. ૧
મંત્રી કહે પરમેશ્વરી, ન્યાય પંચ દિવ્યાય;
જે શિર કરિણી કળશને, ઢાળે તે આપણો રાય. ૨
મંત્રી વચન શ્રવણે સુણી, થયાં હર્ષિત તેહ.
ભલું કહી પીત્રાઇયો, ગયાં નિજ નિજ ગેહ. ૩
વસંત પંચમી દીવસે, પીત્રાઇ આવ્યા તે વાર;
નાગરીક સરવે ભેગા થઈ, આવે શહેરની બ્હાર. ૪

એકલા ઉભા રાખીયા, પીત્રાઈ નિજ નિજ ઠાર;
શણગારી કરિણી સુંઢે, આપ્યો કળશ ઉદાર. ૫

---

## ઢાળ ૧૭ મી.

### ઝુંમખડાંની દેશી.

મંત્રી કહે સરવે ભણીરે. સાંભળો વચન એહકે,
સજ્જન સાંભળોરે એ ટેક.
કળસ હાથણી જેને ઢાળશેરે,
આપણો રાજા એહકે, સજ્જન સાંભળોરે. ૧
સરવે સુણી હરખીત થઈરે, વચન કીધું પરમાણકે; સ૦
કર્મરક્ષિત કુંવર વળીરે, આવ્યો છે તિણ ઠાણકે. સ૦ ૨
રંગે રમતો કુંવર તિહાંરે, આવી ઉભો સુખકારકે; સ૦
કૌતુક જોવા કારણેરે, મનમાં હર્ષ અપારરે. સ૦ ૩
હાથણી કળશ લઈ કરીરે, મલપતી ચાલી તેવારકે; સ૦
નાગરીક જનને ઓળંઘતીરે. આવીતે શહેરની બ્હારકે. સ૦ ૪
સર્વ ક્ષત્રીને ઓળંઘતીરે. આવે છે ઉજમાળકે; સ૦
કર્મરક્ષિત જીહાં કણેરે, આવી તિહાં તતકાળકે. સ૦ ૫
કુંવરતણા શિર ઉપરેરે, ઢોળ્યો કળશ તેવારકે; સ૦
લોક કહે ભુલી હાથણીરે, ફરી મોકલો નિરધારકે. સ૦ ૬
બીજીવાર તેનાં મસ્તકેરે, ઢોળ્યો કળશ ઉદારકે; સ૦
ત્રીજીવાર ફરી હાથીનેરે, સણગાર્યો તિણવારકે; સ૦ ૭

હાથી ચાલ્યો મલપતોરે, ગયો તે પોળની બ્હારકે; સ૦
ત્રીજીવાર તે કુંવરનેરે, ઢોળ્યો કળશ તેવારકે. સ૦ ૮
શીવીકા લાવી કરીરે, લઈ ચાલ્યા રાયદ્વારકે; સ૦
રાજ્યાભિષેક ત્યાં કર્યો રે, પામ્યો રાજ્ય ઉદારકે; સ૦ ૯
એહ સત્તરમી ઢાળમાંરે, પામ્યો રાજ્ય ઉદારકે; સ૦
નાથ શ્રાવક કહે સાંભળોરે, આગળ એનો વિસ્તારકે. સ૦ ૧૦

## દુહા.

કર્મરક્ષિત કુંવર તિહાં, પામ્યો જાવા રિધ;
પુન્ય તણે ઉદે કરી, સરવે કારજ સિધ. ૧
જંગલમાંહી વિદેશડે, શત્રુ ભયાનક સ્થાન.
પુણ્ય સખાઇ જીવને, પામે તે પર્મ નિધાન. ૨

---

## ઢાળ ૧૮ મી.

સિંહલ નૃપ કહે ચંદને, રાજીંદમોરા સુત લાડકડા ઉઠ હો. એ દેશી.

રાજયાસને કર્મરક્ષિતજી, રાજનમોરા બેઠા તે સુખકાર હો;
વસ્ત્ર આભુષણે કરી, રાજનમોરા શોભે શરિર અપારહો.
કુંવર મોટા ભાગ્ય; પામે ન તેનો તાગ, અન્ય તે, રાજનમોરા;
ભાગ્યતણી બલીહારહો. એ ટેક.

કર્મ રેખા આડી હતી, રાજનમોરા,
દુઃખજ પામ્યો તેહ હો,
દુષ્ટ રેખા તે દુરેગઇ, રાજનમોરા,
પ્રગટયાં પુન્ય અછેહ હો. કુંવર૦ ૨

ચાકર પુરૂષ બોલાવીયા, રાજન મોરા,
હુકમ કર્યો તે વીર હો;
કચરો કઢાવો શહેરમાં, રાજન મોરા,
છંટાવો સુગંધી નીર હો. કુંવર. ૩

ચાકરે રાય હુકમ થકી, રાજન મોરા,
જગ્યા તે શુદ્ધ કરાય હો;
સુગંધ પાણી છંટાવીને, રાજનમોરા,
શણગારે શહેર ત્યાંય હો. કુંવર. ૪

નાટક કરે વારાંગના, રાજનમોરા,
અઠ્ઠાઈ મહોત્સવ રચાય હો;
યાચકને દાન આપીયાં, રાજન મોરા,
વિસ્તરિ કિર્તિ ત્યાંય હો. કુંવર. ૫

મુકયાં દાણ વેપારિનાં, રાજન મોરા,
બંધીવાન છોડાય હો.
ગામ તણી સહુ ગોરડી, રાજનમોરા,
મંગળીક ગીત તે ગાય હો. કુંવર ૬

મોતીડેથી વધાવવા, રાજનમોરા,
ટોળે મળી તે નાર હો;
સર્વે દરબારમાં આવીયાં, રાજનમોરા,
મનમાં હરખ અપાર હો. કુંવર ૭

કંચનપુરના વેપારિયા, રાજનમોરા,
વખારમાં ભરી માલ હો;
રાજાને મળવા ગયા, રાજન મોરા,
મનમાં થઈ ઉજમાલ હો. કુંવર ૮

જઇ રાજાને ભેટીયા, રાજન મોરા,
આગળ ભેટણું મેલ હો;
ભૂપતી આદર બહુ કરે, રાજન મોરા,
માફ કર્યું મહેસુલ હો. કુંવર ૯

વેપારિનેં એકાંત લઇ, રાજન મોરા,
અધળું કહ્યું વૃત્તાંત હો;
તે હું છું કર્મરક્ષિતજી, રાજન મોરા,
આવ્યો હતો તુમ સાથ હો. કુંવર. ૧૦

વેપારિ શ્રવણે સુણી, રાજન મોરા,
પામ્યા હર્ષ અપાર હો;
કર્મરક્ષિતને મળી કરી, રાજન મોરા,
પોહોત્યાં જીહાં નિજકાર હો. કુંવર ૧૧

એક દિવસ કર્મરક્ષિતજી, રાજન મોરા,
નોંતરૂં વેપારિને દિધ હો;
જમાડી બહુ આદર થકી, રાજન મોરા,
બક્ષિસ તો બહુ કિધ હો. કુંવર ૧૨

રાજા વેપારિને કહે, રાજન મોરા,
જો જાવો તમે નિજ શહેર હો;
મુજ સસરાને સંદેસડો, રાજન મોરા,
તમે કહેજો રૂડી પેર હો. કુંવર ૧૩
સુખ સાહિબી બહુ વિલસે, રાજનમોરા,
પામ્યો રાજ કુમાર હો;
ઢાળ કહીએ અઢારમી, રાજન મોરા,
નાથ. શ્રાવક એ ઉચાર હો. કુમાર ૧૪

## દુહા.

અઢી લાખ કડા તણાં, લઇ આવો તુમ ધામ;
મરજી હોય તો મોકલો, તુમ પુત્રી ગુણ ધામ. ૧
એટલું કહેજો જરૂર તે, તહત્ત કહી તીણવાર;
માલ વેચી વેપારિએ, નવો ભરિયો સાર. ૨
પવન અનુકુળ શુભદિને, ચાલ્યા તે નિજ શહેર,
કેટલાક દિનને આંતરે, આવ્યા તે નિજ ઘેર. ૩
હર્ષ વધામણી આપવા, ગયા સાગરદત્ત ઘેર;
જમાઇનો સંદેસડો; કે છે રૂડી પેર. ૪

## ઢાળ ૧૯ મી.

કોયલો પરવત ધુંધલો રે લાલ, એ દેશી–

વેપારિ કહે શેઠને રે લાલ, સાંભળો શેઠજી વાત; સુખકારિરે.
તુમ જમાઇ કર્મરક્ષિતજીરે લાલ, આવ્યા હતા અમસાથ. સુ૦
વેપારિ કહે શેઠનેરે લાલ. એ ટેક ૧

અમે જાતા જાવા શહેરમાં રે લાલ, કરવાને વેપાર. સુ૦
રાજ પામ્યા જાવા શહેરનું લાલ, તુમ જમાઇ સુખકાર. સુ૦ ૨

અમને તેણે જમાડીયારે લાલ, દાણ સહુ માફ કીધ; સુ૦
ઉપકાર ગણી બહુ ધન આપીયુંરે લાલ, ચાલતાં સંદેશો કીધ સુ.૩

તુમ પુત્રીનેરે લઇ કરીરે લાલ, જાવો તમે જાવા શહેર; સુ.
તેમને કાંઈ ગર્જ છે નહીંરે લાલ, એમ કહી ગયા તેહ ઘેર સુ. ૪

એમ સુણી શેઠ હરખીયારે લાલ, કરિ જાવાની પેર; સુ.
પુત્રી લઈ પોતાતણીરે લાલ, પોહોંચ્યા તે જાવા શહેર સુ. ૫

પુત્રી સોંપી તે જમાતનેરે લાલ, કરી ઘણી તે મનુંહાર સુ.
રાજા હરખ્યો અતિ ઘણોરે લાલ, રાખ્યા સસરાને માસ ચાર સુ. ૬

વિદાય કર્યા સાગર શેઠનેરે લાલ, આપી દ્રવ્ય અપાર; સુ.
થોડેક દિવસે શેઠજીરે લાલ, આવ્યા તે નિજ આગાર. સુ. ૭

એહ સંબંધ કહ્યો એટલો રે લાલ, શેઠ પુત્રી તણો સાર; સુ.
ઓગણીસમી ઢાળ કહી ભલીરે લાલ, નાથ શ્રાવક સુવિચાર સુ. ૮

## દુહા.

કર્મરક્ષિત કુંવર તિહાં, ભોગવે રાજ ઉદાર;
વિલસે સુખ સંસારનાં, સુભદ્રાની લાર. ૧
પોતાના પીત્રાઇને, દ્રવ્ય સર્વને દીધ;
સનમાન દઈ રાજી કરી, તુર્ત વિદાય તે કિધ. ૨
જાવા કેરો ભૂપતિ, ખટ પરણ્યો અન્ય નાર;
સુભદ્રા મળી સાતમી, સુખ ભોગવે સંસાર. ૩
એહ કથા એટલે રહી, ભાવિનીનો અધિકાર;
પાછળ જે થયું તે હવે; સુણો ગુણી નરનાર. ૪

---

## ઢાળ ૨૦ મી.

ધારણી મનાવેરે મેઘકુમારનેરે—એ દેશી.

ભાવિ નહી મટે રે ભવિયણ સાંભળોરે, ભાવિ તણું બહુ જોર;
રંચના આઘું રે પાછું થઇ શકેરે, સિદ કરોછો શોર.
ભાવિ નહી મટેરે, ભવિયણ સાંભળોરે. એ ટેક ૧
એક દિવસેરે વસંતપુર રાજીયોરે, જીત શત્રુ નામે ભૂપાળ;
તેહને એકજરે ભાવિની પુત્રીકારે, પામી જોબન વેશ રસાળ ભા. ૨
એક દિવસેરે માયે નવરાવિનેરે, વસ્ત્ર આભૂષણ પેરાય;
પીતા તણા પાયજરે વદંન કારણેરે, મોકલી કુંવરિને ત્યાંય ભા. ૩

સભા પુરીનેરે બેઠો રાજવીરે; આવતી દીઠી નિજ બાળ;
ખોળામાં બેશારિરે તેહ પુત્રીનેરે, થઇ મનમાં ઉજમાલ. ભા. ૪
સભાની સમક્ષેરે સહુને એમ કહેરે, યોવનવંતી હુઇ બાળ;
વરલાયક હુઈરે એહ કુંવરિરે, વર શોધો તત્કાળ. ભા. ૫
સત્કારિ સન્માનીરે તેહ પુત્રીનેરે, કરે વિદાય તે વાર;
પગે લાગીનેરે ચાલી પુત્રીકારે, આવી માતાજીને દ્વાર. ભા. ૬
ભૂપતીના મનમાંરે ચિંતા તે થઇરે, દુત મોકલ્યા ગામોગામ;
છબીયું જઇ લાવોરે સર્વે રાયનીરે, શિઘ્ર સોંપો મને તામ. ભા. ૭
તહત કરિનેરે દુત સહુ ચાલીયારે, ગયા દેશાવર માંય;
સરવે રાજાનીરે છબીયું લાવિનેરે, સોંપી જીહાં નિજરાય. ભા. ૮
રાજા પુત્રી મંત્રીનેરે ત્રણુ એકઠાં મળીરે, નિરખે છે છબીયું તામ
જોતાં જોતાં દિઠીરે કન્યાએ ભલીરે, એક છબી અભીરામ. ભા. ૯
મનોહર ચ્હેરો જોઈ ત્રણ્યે જણાંરે, પામ્યાં તે મોહ અપાર;
ફરિ ફરિ જુવેરે કુંવરિ તેહનેરે, હર્ષ ધરિ પારાવાર. ભા. ૧૦
વિધી નવરાશેરે ઘડીઓ ઘાટ એ રે, રૂપતણોરે અંબાર.
મનડાનો માન્યોરે મોહન મન રંજણોરે, વરવો એ—
નિશ્ચે વિચાર. ભા. ૧૧

પીતાને જણાવ્યુંરે તવ નૃપ દુતનેરે, પુછે છબી તણીપેર;
કોણ નૃપ ચ્હેરોરે દુત વળતો કહેરે, અનુપમ જાવા શહેર ભા. ૧૨

સ્વર્ગપુરી શંકારે પામે એ શહેરનાંરે, ભૂપની છબી છે એહ;
એમ તિહાં કહીરે દુત તે ચાલીયોરે, આવ્યો પોતાને ગેહ. ભા. ૧૩
વિસમી ઢાળેરે એહ સંબંધ છે રે, કુંવરિ વિવાનો વિચાર;
નાથ શ્રાવકરે એણીપેરે ઉચરેરે, આગળ સુણજો સહુ વિચાર. ભા ૧૪

## દુહા.

રાજાએ દુત તેડાવીને, કહે છે રૂડી પેર;
કુંવરિ વિવા કરવા ભણી, જાઓ જાવા શહેર. ૧
જઈ નૃપતીને વિનવો, સગપણ કેરિ વાત;
શ્રીફળ આપી સોના તણું. વધે ઈજત પ્રખ્યાત. ૨
ચાર ઘંટાનો અશ્વરથ, લઇ દુત તેણીવાર;
કેટલાક દીનને આંતરે, પોહોત્યો જાવા દ્વાર. ૩
જઈ ભૂપતીને ભેટીયા, સર્વ તે વાત કહેહ;
હેમનું શ્રીફળ આપીયું, વધ્યો અતિશે સ્નેહ. ૪

## ઢાળ ૨૧ મી.

કંત તમાકું પરિહરો—એ દેશી.

ભૂપ ભણી દુત વિનવે, સાંભળજો મહારાજ; મોરાલાલ.
અમરાય કેરિ કુંવરિ, સર્વ કન્યા શિરતાજ. મોરાલાલ.
ભૂપ ભણી દૂત વિનવે. એ ટેક ૧
સગપણ કરવા કારણે, આવ્યા અમે ઈંહા આજ; મોરાલાલ.
હેત મેળાપ વધે ઘણો, વધે અમારી લાજ. મોરાલાલ. ૨
કુંવરિ છે અતિ શોભતી, રૂપકળા ગુણ ખાણ; મોરાલાલ.
ચોસઠ કળાએ દીપતી, ગુણમણિ બુદ્ધિ નિધાન. મોરાલાલ ૩
નૃપતિ સાંભળી હરખીયો, દુતનું વચન પ્રમાણ; મોરાલાલ.
મંત્રી સજ્જન બોલાવિને, કરે વિવાનો મંડાણ. મોરાલાલ. ૪
સગપણ કરિયું તેહશું, સરિયાં સરવે કાજ; મોરાલાલ.
લગ્ન મુહૂર્ત તિહાં દેખીયો, વસંત પંચમી સુખકાજ. મોરા. ૫
જાતે પરણવવા આવવું, કર્યો એ રિતે ઠરાવ. મોરાલાલ.
દુતને ઘણો સંતોષીયો, બહુ વિધ ભોજન કરાવ. મોરાલાલ. ૬
સત્કાર્યો દુત બહુપેરે, આપી દ્રવ્ય અપાર; મોરાલાલ.
દીન દસ વિશ તે રહી કરી, ચાલ્યો દુત તેવાર. મોરાલાલ. ૭
વસંતપુર ચલી આવીયો, ભૂપને કરે જુહાર; મોરાલાલ.
સર્વે હકીકત દાખવી, લગ્ન કર્યા નિરધાર. મોરાલાલ. ૮

સામગ્ર સર્વે સજ્જ કરો, કહી દુત ચાલ્યો ઘેર. મોરાલાલ.
ભોજન બહુ કરો ભાવતાં, લગ્નની કરે ભૂપપેર. મોરાલાલ. ૯
નપતિ સામગ્રી સજ્જ કરી, પીરસવાનાં પકવાન; મોરાલાલ.
દરબાર સર્વે શણગારિયો, વસંતપુર પણ તામ. મોરાલાલ. ૧૦
મંડપ રચીયો મોટકો, રચના કરિ અપાર; મોરાલાલ
શણગાર્યો બહુ વિધથી, હીર ચિરાદિકે સાર. મોરાલાલ. ૧૧
મંદીર સરવે ધોળાવિયાં, ચિત્રામણ કર્યા સાર. મોરાલાલ.
દિશે અતિ રળીયામણાં, જોતાં હર્ષ અપાર. મોરાલાલ. ૧૨
સામગ્રી સરવે સજ્જ કરી, એ એકવિસમી ઢાળ; મોરાલાલ.
નાથ શ્રાવક કહે મનરળી, આગળ વાત રસાળ. મોરાલાલ. ૧૩

## દુહા.

જાવા કેરો ભુપતિ, કર્મ રક્ષિત ભુપાળ;
લગ્ન સમય જાણી કરી, સામગ્રી કરે ઉજમાળ. ૧
હાથી ઘોડા શણગારિયા, રથ પાયક અપાર;
પંચાણું અક્ષોહણી, કટક કરે તૈયાર. ૨
નગર પડહ વજડાવિયો, કર્યું સરવને જાણ;
જાન જાયછે ભુપની, પ્રહ ઉગમતે ભાણ, ૩
કહે સરવને આવજો, જાનમાં રૂડી પેર;
સામગ્રી સરવે સજી, સજ્જ હુવે સુભપેર. ૪

કર્મરક્ષિત રાજા તણી, જાન ચડી તેવાર;
હર્ષે સહુને મન ઘણો, આવે નગરની બ્હાર. ૫
ગાજતે વાજતે ચાલીયા, પુરવસંત સુખકાર;
રાયને હર્ષ અતિ ઘણો, પરણવા ભાવિનીનાર. ૬

## ઢાળ ૨૨ મી.

ચેતન ચેતોરે કાળ ન મેલે કેડો—દેશી.

હાથીરે હાથી હતા સાથે, સાથે અસવારે અસવારો;
કટક તુરંગ પાર નહીરે, મચી રહ્યો ઝુઝારો;
જાવાનો ભુપતી આવે હો, સિંહ તણી પેરે ચાલી. એ ટેક. ૧

લાખ ગમે નોબતું ગડગડતી, સરણાયુંનો સાદ;
ઓગણ પચાસ જાતનાં વાજાં, વાજે વિવિધ પેરે નાદ. જા. ૨

હયવરતો મારગે હણ હણતાં, ઉપર જરીનાં પલાંણ;
સિંધુડા તે અતિ શોભતાં તિહાં, પાખર પચરંગી જાણ. જા. ૩

અતર કેશર પીચકારિયો વાગે, ગગને ચડીયો ગુલાલ;
રતન જડાવ પાલખી માંહી, બેઠો જાવાનો ભુપાલ. જા. ૪

મારગે આવ્યો દરિયો જેવારે, વહાણમાં બેઠા ત્યાંય;
હાથી ઘોડા રથ પાયક સઘળા, ધરિયા વહાણની માંય. જા. ૫

સામો કીનારે આવ્યો જેવારે, સર્વે ઉતર્યા તેવાર;
જાન ચાલી વસંતપુર નગરે, મનમાં હર્ષ અપાર. જા. ૬

વસંતપુર પંચ કોશ રહ્યું તબ, કરિયું રાયને જાણ;
નોબત ડંકો ત્યાં ગડગડીયાં, ફરકીયાં ત્યાં નિશાન. જા. ૭
ગાજતે વાજતે આવ્યું કટક તે, બ્હારે ડેરા દિધા;
નગર વસંતપુર પેખે જેવારે, માને કારજ નિજ સિધ્ધાં. જા. ૮
જાન નૃપતીએ આવતી જાણી, સામગ્રી સજજ કરાય;
સામૈયું કરિ મોટે મંડાણે, જાન લાવે શહેર માંય. જા. ૯
ફરહર ફરહર નેજા ફરકે, દિશે ઝાક ઝમાળ;
જાનની રચના નયણે નિરખી, સર્વે થયા ઊજમાળ. જા. ૧૦
એ બાવીસમી ઢાળની માંહી, જાન તણો વિસ્તાર;
નાથ શ્રાવકજી એમ કહે છે, સુણજો સહુ નરનાર. જા. ૧૧

દુહા.

જીતશત્રુ નપ હરખીયો, જાન જોઈ તેણીવાર,
હર્ષ અતી મનમાં વધ્યો, જોઇ જામાત તેવાર. ૧
અહો વિધાતા જોડલી, ભલી મેળવી કિરતાર;
પગલે પગલે જન મુખે, એમ થયોરે ઉચ્ચાર. ૨

---

## ઢાળ ૨૩ મી.

આવે વર લટકંતો, કનક ધ્વજ મહારાજ,
ગલીએ અટકંતો—એ દેશી.

તવ તે વસંતપુરનાં વાસી, ગોખે ગોખે મૃગાક્ષીરે;
ઓ આવે જાવાંનો સાહેબ, પરણવા ભાવની લછીરે.
આવેવર લટંકતો, જાવાનો મહારાજ, ગલીએ અટકંતો. એટેક. ૧

નવઘરૂં માથે રતન જડાવમાં, કલગી છોગું હિશેરે;
મોતી જડેલો વાઘો જરીનો, દેખીને હૈડું હિશેરે. આવે. ૨
દિનકર વાહન રાજા ચડીયો, કેશરમાં ગરકાવરે;
જાણે તિહાં સુરજ પ્રગટીયો, ઝાક ઝમાળ દેખાવરે. આવે. ૩
સહુસ્ત્ર ગમે દીવી ઝગમગતી, જાણે ઉગ્યો ભાંણુરે;
તે દેખીને રવી શંકાણો, ઉદધિમાં કર્યાં મેલાણુરે. આવે. ૪
અનેક ગમે નોબત ગડગડતી, રાયજી પરણવા આવેરે;
નોબત નાદ સુણીને તેવારે, મેઘ તે નાસી જાવેરે. આવે. ૫
નાળ જંજાળ અતી ગડગડતી, તે અવાજે અંબર ગાજેરે;
નાદ સુંણી ઉદધિના તરંગો, તે પણ આઘા ભાજેરે. આવે. ૬
ગાજતે વાજતે જાવા ભુપતી; માંડવડે તે આવેરે;
આરણ કારણ સરવે સાચવીને, માંયરામાંહી પધરાવેરે. આવે. ૭
ભાવિની કન્યા નવરાવી વિધીએ, સરવે શણુગાર પહેરાવીરે;
તે પણ લાવી પાટ બેશારિ, માયરામાં પધરાવીરે. આવે. ૮
વર કન્યા બેહુ પાટ બેસારિ, ચાર મંગળ વરતાવેરે;
પાણીગ્રહણ કરાવે વિધીશું, વરમાળા પેરાવેરે. આવે. ૯
શોરઠ મારૂ રાગ ખંભાતી, મધુર સ્વરે ત્યાં ગાયારે;
માંયરામાંહી બેવરઘોડીયાને, રૂડાં સોયલાં ગાયાંરે. આવે. ૧૦
એ તેવિસમી ઢાળની માંહી, પરણ્યાં વરને નારરે;
નાથ શ્રાવકજી એમ કહે છે, આગળ સુંણો વિસ્તારરે. આવે. ૧૧

### દુહા.

ચોરિની રચના અતી ઘણી, અગ્ની હોત્ર કરાય;
આરણુ કારણુ સહુ સાચવે, દંપતી બેઠા ત્યાંય. ૧
વિપ્રે ફેરા ફેરવ્યા, વરત્યા મંગળ ચાર;
કન્યા કેરિ માવડી, પીરસે ત્યાં કંસાર. ૨

---

### ઢાળ ૨૪ મી.

મન હરણી પ્રેમલા પરણી—એ દેશી.

મનહરણી ભાવની પરણી, હુઇ કર્મરક્ષિત ઘર ઘરણી;
મનહરણી ભાવની પરણી. એ ટેક.
વર કન્યા બે કંસાર આરોગે, આણી અધીકે હરખે;
ઘુંઘટના પટ માંહીરે ભાવની, વાલમનું મુખ નિરખે. મન૦ ૧
જોતાં તૃપ્તી ન પાંમે ભાવની, ફરી ફરિને જુવે તેહ;
પાણીગ્રહણ કરિ ઉતરિયાં, વાધ્યો ઘણો ત્યાં સ્નેહ. મન૦ ૨
સાસુનો છેડો ઝાલ્યો જમાઈ, રાયે પંચ ગામ આપ્યાં;
વરકન્યા બેહુ તેણીવારે, જાનીવાસે જઇ થાપ્યાં. મન. ૩
રમત સોગઠડાં કેરિરે માંડી, જાનીવાસા મોઝાર;
એકેક સામા પાસા નાંખતાં, મનમાં હર્ષ અપાર. મન૦ ૪
રમતા રમતાં દંપતી તિહાં, સુખે બેઠાં તેણીવાર;
કમળશ્રી ભાવિનીની માતા, નીરખે જમાઇના દેદાર. મન૦ ૫
બિજી રાજાની રાણીયું સરવે, જમાઇને તેહ નિરખે;
તેમજ કુટુંબની ઘણી રાણી, દેખીને હૈડું હરખે. મન૦ ૬

આપણી ભાવિની કુંવરી જેવી, તેવો જમાઈ તે મળીયો;
સરખી જોડી દંપતી મળીયાં, ખીરનીર જેમ ભલીયો. મન૦ ૭
એહ ચોવીસમી ઢાળ મેં ભાંખી, પરણ્યાની રંગ રશાળ;
નાથ શ્રાવક એણી પેરે જંપે, સુણજો સહુ ઉજમાળ. મન૦ ૮

## દુહા.

ભોજન ભક્તિ કરી ભલી, જાન તણી સુખકાર;
સતકાર્યાં બહુ દાનથી, જીતશત્રુ નપસાર; ૧
જાવા કેરો ભુપતી, પરણી ઉતર્યો તેવાર;
યાચકને બહુ વિધથી, આપેદાન અપાર;
યાચક બોલે બિરૂદાવલી, ગાયે મધુરાં ગીત;
રંગ રાગ બહુ વીધ થયાં, વાધી બ્હોળી પ્રીત. ૩
પ્રીતી ભોજન જાવાપતી, દિએ સરવ તે ગામ;
દિધી વરોઠી રૂડીપેરે, સહુને સંતોષ્યાં તામ. ૪
જાન સામગ્રો રૂડી પેરે, જીતશત્રૂએ તેહ;
માસ એક તિહાં રાખીયા, મનમાં ઘણો સ્નેહ. ૫

## ઢાળ ૨૫ મી.

એક દીવસ લંકાપતી, ક્રિડાની ઉપની રતી—એ દેશી.

એક દીવસ જાવાનો પતી, જવાની ઉપની રતી, ઉપની રતી;
તે સૈન્યા પોતાની સજજ કરે એ. ૧

સસરાને કહે તેહજએ, આણીને ઘણો સ્નેહજએ, સ્નેહજએ;
અમને રજા આપો તમે એ. ૨

સસરો સુણી હરખીત થયો, તે પોતાને ઠામે ગયો, ઠામે ગયો;
ભાવિનિબાન સણગારિયાંએ. ૩

માત પીતા બહુ હેતેએ દિધી શિખામણ પ્રી એ,
બાઈ હે, અમચી લાજ વધારેજે એ. ૫

સસરામાં રૂડી રિતે એ, સહુની સાથે પ્રીતેએ, બ.ઈહિ;
કાજ કોઈ બગડે નહી એ. ૫

શિખામણ દઇ અપારએ, બેસારી રથ મોઝારએ, મોઝારએ
હર્ષનાં આંશુ નાંખતાંએ. ૬

અઢાર દેશની દાશીએ, નિજ નિજ ભાષા વિલાસીએ;
વિલાસીએ, નાજર પુરૂષ બહુ આપીયાએ. ૭

જમાઈ તેડી તેવારએ, આપ્યું દ્રવ્ય અપારએ, અપારએ;
હય ગય રથ પાયક ઘણાંએ. ૮

જમાઈ કહે તેવારએ, તુમ વસ્તી દિયો સારએ, સારએ,
નિજ માત તાત કુટુંબ વળીએ. ૯

જેણે જીવીતદાન દિધજએ, વિપ્રને વહોરો તે લિધજએ;
લિધજએ, તેહને પણ સાથે લિયોએ. ૧૦

ચડીયું કટક તેવારએ, ચાલ્યું વસંતપુર બ્હારએ; બ્હારએ.
સહુ વોલામણે આવિયાંએ. ૧૧

ભાવિની સાથે લીધીએ, સહુને શિખજ દીધીએ, દીધીએ;
બહુ હેતે હર્ષ ભાવે કરિએ. ૧૨
એ પચવિસમી ઢાળેએ, વિદાય કર્યા ઉજમાળેએ, ઉજમાળેએ;
નાથ શ્રાવક કહે મનરળીએ. ૧૩

## દુહા.

જાવા કેરો રાજવી, ચાલ્યો માર્ગે જેવાર;
જંગલ માંહી આવિયો, સિદ્ધ મુંકામ તે વાર. ૧
સિદ્ધની મઢી નજીક જઇ, તિહાં પડાવજ કિધ;
સિદ્ધની સેવા સાચવી, જગ્યા નવી કરી દીધ. ૨
સિદ્ધને દ્રવ્યજ આપીને, ચાલ્યા રૂડી પેર;
કેટલાક દીનને આંતરે, આવ્યા જ્યાં નિજ શહેર. ૩
શહેર જાવાની બાહિરે, કટક ઉતારો કિધ;
વાજીંત્ર મંગળ વાજીયાં, જન સુણવા ચિત્ત દિધઃ ૪



## ઢાળ ૨૬ મી.

### ઝુંમખડાના દેશી.

રંગે રમતો રાજીયોરે, પેખે છે જાવા શહેર, સુરંગ વધામણા એ, ટેક.
કટક સર્વે તિહાં ઉતર્યું રે, તેહની કરે છે પેર; સુરંગ વધામણાં ૧
નાગરિક જન સહુ ચાલ્યારે, કર્યું સામૈયું પૂર; સુરંગ.
વાજતે ગાજતે તે વળીરે, આવે છે રાય હજુર. સુરંગ ૨

રાયરાણા સહુ નિરખતારે, મનમાં હર્ષ અપાર; સુરંગ.
વાજતે ગાજતે ચાલીયારે, પેસે છે પોળ મોઝાર. સુરંગ. ૩
અનેક નોબત ગડગડેરે, સરણાયુંનો નહિ પાર સુરંગ.
લોક સરવ જાવા તણુંરે, હલકયું જોવાને તેવાર. સુરંગ. ૪
માદળ માથાં કુટતાંરે, વાજે છે તાલ કંશાલ; સુરંગ.
મધુર વાજીંત્રો વાગતાંરે, છુટે છે નાળ જંજાળ. સુરંગ. ૫
નૃપતી તે જાવા તણોરે, શોભે છે સેવકમાંય; સુરંગ,
ભાવિની રાણી રૂયડીરે જોડે બેઠી છે ત્યાંય, સુરંગ૦ ૬
સજોડે બહુ શોભતારે, જેમ ઈંદ્રાણીને ઈંદ્ર; સુરંગ.
જોડી રતીપતી દીપતીરે, જેમ રોહિણીને ચંદ્ર, સુરંગ. ૭
એણી રિતે વરઘોડીયાંરે, શોભે તેહ અપાર; સુરંગ.
ગલ્લાલ મુઠ્ઠી નાખતારે, આવ્યા નિજ દરબાર; સુરંગ. ૮
રાણીયું તે રાજા તણીરે, નિરખે છે નિજ ભરતાર; સુરંગ.
નવી રાણી સહુ નિરખતાંરે, પામ્યા હર્ષ અપાર; સુરંગ. ૯
સેવક લાવી ત્યાં ઠવેરે, દોઢી અભ્યંતર માંય; સુરંગ.
બેહુ સજોડે ઉતર્યા રે, શિવિકા માંહીથી ત્યાંય સુરંગ. ૧૦
એ છવીસમી ઢાળમાંરે, રાય આવ્યો નિજ દ્વાર. સુરંગ.
નાથ શ્રાવક એમ ઉચરેરે, પુન્યથી જયજયકાર. સુરંગ. ૧૧

## દુહા.

જાવા કેરો રાજવી, પરણ્યો ભાવિની નાર;
પટરાણિ કરિ તેહને, સોંપ્યું નિધાન ભંડાર. ૧

નિજ કુટુંબ માંય તાયને, વિપ્ર વહોરાને ત્યાંય;
અલગ ઉતારા આપીયા, લાયક મંદીર માંય; ૨

આજીવીકા બાંધી દિએ, ખરચ્યાં, ન ખુટે દામ;
હેત પ્રીતી રાખે ઘણી, લાયક જન એ કામ. ૩

માણસ સહુ ને ત્યાંતણું, કરિ સત્કાર અપાર;
મન સંતોષી સર્વને, કરે વિદાય તે વાર. ૪

હવે જાવાનો ભૂપતી, ભોગવે રાજ ઉદાર;
ખાય પીયે દિન નિર્ગમે, સુખ ભોગવે સંસાર. ૫

---

## ઢાળ ૨૭ મી.

રામકો સુજશ ઘણો—એ દેશી.

રાજારે ગુણવંતો, ન્યાય ધરમ પ્રતિપાળ હો, રાજા ગુણવંતો એ. દેશી.
ગીરૂઓ ગોતર ગોવાળ હો. રાજા. ૧
કર્મરાક્ષત રાજા ભલોહો, પાળે રાજ ઉદાર હો. રાજા.
પ્રજા તણી પ્રતિપાલણા હો, નહી અનીતિ લગાર હો. રાજા.૨
પટરાણી તસ ભાવિની હો, ઈંદ્રાણી સમજોય હો રાજા.
પ્રીતમશું અતિ પ્રીતડી હો, જીવ એક તન દોય હો. રાજા. ૩
પંચ વિષય સુખ ભોગવે હો, કર્મરક્ષિતની લાર હો; રાજા.
પતિભક્તી સાચી સતી હો, પતિને પ્રાણ આધાર હો. રાજા. ૪

ખાય પીયે દીન નીર્ગમે હો, પ્રીતમ સાથે ઉજમાલ હો; રાજા,
બત્રીશ બંધ નાટક વિષે હો, જાતો ન જાણે કાળ હો, રાજા. ૫
એક દિવસ તે ભુપતી હો, બેઠો અંતેઉર માંય હો; રાજા.
આઠે મળી છે ભામની હો, ક્રીડા કરણને ત્યાંય હો. રાજા. ૬
તે વેળા દરબારમાં હો, ભેટ આવી છે સાર હો; રાજા.
ભારા દશ સેલડી તણા હો, લાવ્યો ચાકર તે ઠાર હો. રાજા.૭
ભારો એક ભુપ રાખીયો હો, બીજા વહેંચી આપ્યા અન્ય હો;રાજા
રાય પોતે સાંઠો ગ્રહી હો, છોલ ઉતારે દઈ મન્ન હો. ૮
છોલીને પીસ્તા કરિ હો, વહેંચી આપે નિજ નાર હો; રાજા.
એકેક રાણીને હોંશથી હો, આપે કરિ મનુંહાર હો. રાજા. ૯
પોતે પણ આરોગતા હો, હર્ષ ધરિને અપાર હો; રાજા.
ગુણવંતી જોઈ ગોરડી હો, રાજાને ઘણો સ્નેહ હો. રાજા. ૧૦
એમ તિહાં ક્રિડા કરે હો, ઢાળ સત્યાવિશમાંય હો; રાજા.
નાથ શ્રાવક કહે સાંભળો હો આગળ કૌતુક શું થાય હો. રાજા. ૧૧

## દુહા.

ભુપતી સેલડી છોલતા, વાગી ચકકુની ધાર;
લીંટો જરા થયો આંગળી ચાલી રૂધિરની ધાર. ૧
રાણીયું તે રાજા તણી, પાટો લેવા કાજ,
નિજ નિજ મહોલે શિઘ્રથી, દોડી ગઇ તે ત્યાંજ; ૨

ભાવિની ઉઠી ઉતાવળી, ચિર નિજ ફાડી ત્યાંય;
રાયને પાટો બાંધીયો, આંગળીયે ચિત્ત ચ્હાય. ૩
પાછલી વાતજ રાયને, સાંભરિ આવી તેવાર;
મુખ મલકાણું કર્મની, રચના વિચિત્ર વિચાર. ૪.

## ઢાળ ૨૮ મી.

આજ હજારિ ઢોલો પ્રાહુણો—એ દેશી.

અજબ લીલા એહ કર્મની;
પ્રભુ વિણુ જાણે નકોય; સાહેબ મોરા હે.
ભાવિની મન અચરિજ થઈ,
મુખ મલકાણું જોય; સાહેબ મોરા હે.
ભાવિની પ્રીતમને વિનવે. એ ટેક. ૧
નિજ નિજ સ્થાનકે સહુ ગયે, ભાવિની ગઈ નિજધામ; સા૦
રવિ આથમ્યો શશિ ઉગીયો, સોળ કળાએ જામ. સા. ભા. ૨
વારો તે દીન ભાાવિની તણો, રાજા મંદીર તસ જાય; સાહેબ.
ભાવિની કરજોડી વિનવે. સુણો પ્રીતમ મુજવાય. સા. ભા. ૩
પાટો મેં આપ્યો જેહવે, કેમ મુખ મલક્યું ત્યાંય; સાહેબ૦
શા કારણે કહો મુજ ભણી, પ્રાણ જીવન સુખદાય, સા. ભા. ૪
ભુપતી વાત કહે નહી, ભાવિનીએ હઠ લીધ, સાહેબ૦
મુજને જો વાત કહી નહી, અન્ન જળ આખડી લિધ. સા. ભા. ૫

અતિહડ રાણીનો, જોઇને, નૃપતી કહે તત્કાલ સાહેબ૦
વસંતપુર તે સોહામણું, ત્યાં જીતશત્રુ ભૂપાળ. સા. ભા. ૬
તે નગરે વ્યવહારિયો, જીનદાસ નામે ઉદાર; સાહેબ૦
તસ પુત્ર કર્મરક્ષિતજી, તે હું નિશ્ચે નિરધાર. સા. ભા.
પાટી મારી તેં મુજ કપાળમાં, ખડ બતાવે તેવાર; સાહેબ.
સિલા ઉપર પછડાવિયો, તુજ દયા આવી ન લગાર. સા. ભા. ૮
તું કુંવરિ જીતશત્રુની, હું કર્મરક્ષિત કુમાર; સાહેબ.
દૈવ જોગે કરિ ભુપતી, હું થયો તુજ ભરતાર. સા. ભા. ૯
ભાવી કરમ રેખ ના મટે, જુવો એ શ્લોક વિચાર; સાહેબ૦
દૈવ બડોરે અટારડો, નિજ વિતી જો ઉરધાર. સા. ભા. ૧૦
અટ્ઠાવિશમીએ ઢાળમાં, રાજાએ ભેદ બતાય, સાહેબ૦
નાથ શ્રાવક કહે આગળે, ઉભય કારજ સિધ થાય. સાહે. ભા.૧૧

## દુહા.

રાય કહે રાણી સુણો, નવ લખું ચીર ફડાય;
આપ્યો પાટો મુજ ભણી, તેથી મલકાય. ૧
પ્રથમ પણ તુંહીજ હતી, આ વખતે પણ તુંજ,
ચિવર ફાડી નવલખું, પાટો આપ્યો મુજ. ૨
બાત એ અચરિજ સારખી, મુખથી કહી ન જાય;
જેમ કુવાની છાંયડી, કુવા માંહી સમાય ૩

વેગા વેળાની છાંયડી, એનો ગર્વ ન કાંય.
કર્મરેખા આવીં નડે, ત્યારે નહી ઉપાય. ૪
એ સાંભળીને ભાવિની, ઝાંખી ઘણી મન થાય;
પાણી થકી પણ પાતળી, થઇ ગઇ છે ત્યાંય. ૧



## ઢાળ ૨૯ મી.

" દસ ધારો દીવો કહ્યોએ"—એ દેશી.

રાણી કહે સ્વામિ સુણોએ, કીધો મેં તુમ અપરાધ કે;
રાજન સાંભળો એ. ટેક.
બાળ અવસ્થા મારી હતી એ, રૂધિર ચડતું હતું કાંધકે. રા. ૧
નિંચી બુદ્ધિ અમ નારીનીએ, કરતાં અકાર્ય ન લાજકે: રાજન.
બુદ્ધિ નાશિની પાંનીયેએ, હું પણ કહું છું આજ કે. રાજન ૨
પુરૂષ વડા સંસારમાં એ, મ્હોટા ગંભીર કહાય કે; રાજન.
વાત રાખે સહુ પેટમાં એ, સધીરા વદે નહી વાય કે. રાજન ૩
ઢાળ નિશ્ચો નારિ તણો એ, અણવિમાસ્યું કરે કામ કે; રાજન.
પાછળથી પસ્તાવતીએ, ત્રીયા જાતી તમામ કે. રાજન. ૪
રાય કહે શોચ ના કરો એ, કર્મ વિચીત્ર સ્વભાવકે; રાજન.

તેણે વિતક વિતે જીવને એ, દિલગીર તેમાં. ન થાવ કે. રાજન.૫
હાવ ભાવ કરી ભાવિનીએ, રિઝવે પ્રીતમ ચિત્તકે. રાજન.
પત્નીની સેવા રૂડી સાચવેએ, વાધી અધિકી પ્રીતકે. રાજન. ૬
લાખ ગુન્હા હોય નારિનાએ, પુરૂષ કરે બક્ષીસ કે; રાજન.
ત્રીયા સમી નહી મોહનીએ, મોટા ગળી ગયા ઇશ કે. રાજન. ૭
બેહુ સુરતી સુખ ભોગવે એ, ગયો નિજ સ્થાનક રાયકે; રાજન
કેટલાક દીનને આંતરે એ, ભાવિનો ગર્ભિણી થાય કે રાજન.૮
સવા નવ માસે જન્મીયોએ; પુત્ર મહાસુકમાળ કે; રાજન૦
ભાવસિંહ નામ સ્થાપીયું એ, રૂપ ભાગ્યવંત રસાલ કે. રાજન.૯
સુભદ્રાએ પણ સુત જણ્યોએ ભદ્રસેન તસ નામકે; રાજન.
ચંપકલતા મેરૂ કંદરે એ, વધે કુંવર તેમ તામકે રાજન. ૧૦
આનંદે ભુપતી દિન નિર્ગમેએ. સુખ ભોગવે ભરપુર કે; રાજન.
પ્રેમવતી આઠે રાણીયુંએ, રહે છે રાય હજૂર કે, રાજન.૧૧
ઓગણત્રીસમી ઢાળમાંએ, ભાવિની માફી વિચારકે; રાજન૦
નાથ શ્રાવક એમ ઉચરેએ, સુણજો સહુ નરનારકે. રાજન૦ ૧૨

## દુહા.

તેણે કાળે તેણે સમે, કેવળજ્ઞાની આય;
યોગ્ય સ્થાનક જોઈ કરી, ઉત્તરિયા વનમાંય. ૧

વનપાળે દિધી વધામણી, દાન બહુ દિયે રાય;
ચતુરંગી સૈન્યા સજી, વંદન કરવા જાય. ૨

રાણીયું રથમાં બેશીને, આવી વંદન કાજ;
લોક સહુ આવી નમે, દેશના દે મુનિરાજ. ૩.



## ઢાળ ૩૦ મી.

(સુગુણી શિખ સુગુરૂતણી, હો મુનિવર, ચાલ્યા પરઠણુ કાજ. એ દેશી)

મુનિવર દિયે દેશના, હો ભવિયણ, આ સંસાર અસાર
સ્વારથ વહાલો વિશ્વને, હો ભવિયણ, જગમંડાણ એ ધાર;
એક ચિત્ત સુણિયેજી, હો ભવિયણ, જીનવરવાણી રસાળ. એ. ટેક ૧

સાતે નરકે જીવડે, હો ભવિયણ, સહ્યાંતે દુઃખ અપાર;
પરમાધામી વસ પડયો, હો ભવિયણ, છુટે નહિ લગાર. એક. ૨

છેદન ભેદન વેદના, હો ભવિયણ, કુંભી પાકની માંય;
ભુખ તરસ સીત ઉષ્ણુતા, હો ભવિયણ, અનંત ગુણી છે ત્યાંય. એક ૨

તિર્યંચમાં પરવશપણે, હો ભવિયણ, વહેતો ભાર અતીવ;
ભુખ તરસને તાડના, હો ભવિયણ ખમીયાં દુખ સદીવ. એક. ૪

તન ચાંદી કીડા પડે, હો ભવિયણ. ઉપર ભ્હોળો માર;
ઔષધ ભેષજ કુંણકરે, હો ભવિયણ, કુંણ પુછે સુખસાર. એક. ૫

પુન્યે સ્વર્ગે સિધાવિયો, હો ભવિયણ, રહ્યો વિષય એકતાર;

દેવ દેવીના વિયોગથી, હો ભવિયણ, ઝુરત તેહ અપાર, એક. ૬
ગર્ભાવાસે પ્રાણિયો, હો ભવિયણ, લટકયો ઉંધે શિર;
અંધારિ કોટડી વિષે, હો ભવિયણ, ભોગવી વ્હોળીપીર. એક. ૭
ભીલ ભાવર ચંડાળના, હો ભવિયણ, અધમ ધર્યા અવતાર;
દરિદ્રી દૌર્ભાગીપણે, હો ભવિયણ, બાંધ્યા પાપ અપાર. એક. ૮
ધન જોબન છકકીયો ફરે, હો ભવિયણ, રમણીસું એકતાર;
ખુંચ્યો વિષય કીચ્ચમાં, હો ભવિયણ, મોહ મમત ભંડાર. એક. ૯
જ્યાં દુખ પામ્યો અતિઘણું, હો ભવિયણ, કરતો ઇચ્છા ત્યાંય;
મળમુત્રનીએ કોથળી, હો ભવિયણ, શું મોહયો તિણ માંય. એક. ૧૦
શ્વાન સરિખા નફટને હો ભવિયણ, લાજ નહી છે કાંય
કરાર સરવે વિસર્યો, હો ભવિયણ ભૂલી ગયો જીનરાય. એક. ૧૧
સંસારે ભમતાં જીવે, હો ભવિયણ, બાધ્યાં વ્હોળાં પાપ;
કુટુંબ નારિ કારણે, હો ભવિયણ, જીવતર રક્ષણ આપ, એક. ૧૨
કર્મકલંદર વશ પડયો, હો ભવિયણ, જીવડો બંદર ધાર;
ચતુરગતી ચોગાનમાં, હો ભવિયણ, નાચકરે તિણઠાર. એક, ૧૩
કર્મના ભારા બાંધીયાં, હો ભવિયણ, જીવડે અપરંમપાર;
પરભવમાં પસ્તાવતાં હો ભવિયણ, કોઇન છોડાવણહાર. એક. ૧૪
ધર્મ વિહુણો આત્મા. હો ભવિયણ, ભટકયો ભુંડે હાલ;
કર્મગેંદ જીવડો દડી, હો ભવિયણ, માર ખમ્યો અશરાળ. એક. ૧૫
ક્ષીર્ણભંગુર આદેહડી, હો ભવિયણ, વિણસતાં નહિવાર;
થોડા જીવતર કારણે, હો ભવિયણ, કરો ન કર્મ અપાર. એક. ૧૬

કાયા માયા કારમી, હો ભવિયણ, કારમો સહુ પરિવાર;
કુડી રચના વિશ્વની, હો ભવિયણ, જતાં ન લાગે વાર. એક. ૧૭
તનધન કુટુંબને તજી હો ભવિયણ, એકલો પરભવ જાય;
એકલા સુધી વળાવિને, હો ભવિયણ, પાવકમાં પ્રજળાય. એક. ૧૮
માતા તારી સદા રૂવે, હો ભવિયણ, બેની રૂવે ખટમાસ;
તેર દિવસ ત્રિયારૂવે, હો ભવિયણ, સુરત ભુલે તાસ. એક. ૧૯
પંખી તરૂવાસો વસે, હો ભવિયણ, ભોર થયે ઉડજાય;
નદી નાવ સંજોગમાં, હો ભવિયણ, શું મોહ્યાં શઠ ત્યાંય એક. ૨૦
એકેક પ્રદેશે કર્મની, હો ભવિયણ, વર્ગણા તે અનંત;
જો આતમહિત હોયનો. હો ભવિયણ, કરો ખપાવણખંત. એક. ૨૧
પંચ મહાવ્રત સાધુના, હો ભવિયણ, શ્રાવકનાં વ્રત બાર;
સમકિત સહીત આરાધતાં, હો ભવિયણ, પામે ભવનો પાર. એક. ૨૨
નજીક ફનસફળનીપેરે, હો ભવિયણ, મુનીધર્મે શિવજાય;
તાડફળ સમદુરથી, હો ભવિયણ, ગ્રહી ધર્મે સુખ થાય. એક. ૨૩
જ્ઞાન દર્શન ચારિત્રને, હો ભવિયણ, તપ ચોથો પ્રકાર;
આરાધો એક ચિત્તથી, હો ભવિયણ, તો પામો શિવદ્વાર. એક. ૨૪
ઈત્યાદીક જીનદેશના, હો ભવિયણ, સુણી હરખ્યાં નરનાર;
શ્રાવક નાથજી ત્રીસમી, હો ભવિયણ, ઢાળ કહી હિતકાર. એક. ૨૫

## દુહા.

વાણી સુણી વૈરાગ્યની, સહુને હરખ અપાર;
લોક સહુ વાંદી કરિ, ગયાં નગર મોઝાર. ૧

ભુપતીને અષ્ટ રાણીયું, બેશી રહ્યાં સુખદાય;
વંદન કરિ બહુ ભાવશું. અર્જ કરે તવરાય. ૨
અતુલ્ય દુખમેં ભોગવ્યાં, સુખ મળીયું વળીરાજ;
શા કર્મે મુજને થયું, તે સંભળાવો આજ. ૩

---

## ઢાળ ૩૧ મી.

(સુણો સુણોરે સયણ સયણાં—એ દેશી.)

સ્થીવર હતા તે કેવળ જ્ઞાની, તેથી વાત નથી કાંઈ છાંની;
તે પુર્વ ભવંતર ભાંખે, રાય સુણવાને ચિત્ત રાખે.
સુંણો સુંણોરે રાય સયાણા;
કાંઇ હુવો અધીક અયાણારે. સુણો. એ ટેક. ૧
એક ચંપાનગરી હતી સારી, તિહાં ધનદત્ત નામે વેપારી;
તસ ઘરે તે ભદ્રાનારી, બાઇ પતિવ્રતા ગુણ ધારિ. સુણો. ૨
તેની કુખે એક પુત્ર રતન, તે વાધ્યો રૂડે જતન;
તેને પરણાવી એકનારી, તે કમળા નામે ઉદારી. સુણો. ૩
એક દીન તે કમળા નારે, દાણાં તડકે મુકયાં છે બ્હારે;
તેતો વાતે વળગી ત્યાંય, દાણાં ઢોર તિહાં ખાઈ જાય. સુણો. ૪
વાત રતનસીયે જાણી, મનમાંહી ખુનસ ભરાણી;
કમળા નારિને તે વારે, ગાળ દઇને કરે પ્રહાર. સુણો. ૫
લાકડીયું તે મારી ચાર, બરડાની માંહી તેવાર;
માસ એક તે માંદી રહી, પછીથી નિરોગી થઇ. સુણો. ૬

ધણી સાથે ન મેળવે મન્ન, શિયળ પાળે તે રૂડે જતન્ન;
એમ આયુષ્ય પુરણ કીધ, દેવીમાંહી અવતારજ લીધ. સુણો. ૭
પસ્તાવો રતનશીએ કરિયો, શ્રાવક ધર્મ તિહાં આચરિયો;
પરણ્યો નહી બીજી નારી, થયો અખંડ શિયળવ્રતધારી સુણો. ૮
ત્યાંથી આયુષ્ય ભોગવીસાર, દેવ વિમાનિક અવતાર;
ત્યાંથી આયુષ્ય પુરણકીધ, જીનદાશ ઘરે જન્મ લીધ. સુણો. ૯
થયો કર્મરક્ષિત કુંમાર, કર્મ બળીયું અપરંમપાર;
કર્મ રેખા પડી દુખદાય; તે મટે નક્રોડ ઉપાય. સુણો.૧
જે સ્વર્ગે હતી પુર્વે નારી, તે દેવી ચવી નિરધારિ;
જીતશત્રુની તે થઈ કુંવરી, ભાવિની રૂપે તેહ અમરી. સુણો.૧૧
કીધાં કર્મ ન છુટે ન ભાઇ, વિણ ભોગવિયાં જગમાંઇ;
એકત્રીશમી ઢાળ કહાઈ, નાથ શ્રાવક તે સુખદાઇ. સુણો.૧૨

## દુહા.

મારિ હતી ચાર લાકડી, તેહથી ચારજવાર;
સિલા ઉપર પછડાવિયો, તુજને ભાવિની નાર. ૧
વૈર ન કરિયે કોઈથી, દ્વેષથી વગર વિચાર;
કડવાં ફળ વિણુ ભોગવ્યાં, છુટે નહી લગાર. ૨

## ઢાળ ૩૨ મી.

( શાંતિ જીણેશ્વર સોળમારે લાલ એ દેશી. )

સાધુ દિયે એમ દેશનારે લાલ,
સાંભળે રાય તે વારે શોભાગી.
વિષમી કરમગતી વાંકડીરે લાલ,
પામે નહી કોઈ પારરે. શોભાગી.
સયણુ સલુણા સાધુ તિહાંરે લાલ. એ ટેક. ૧
દ્વાદશ વ્રત રાય આદરેરે લાલ,
ભાવિની સુભદ્રા લારરે. શોભાગી;
સાધુને વાંદી નગર આવિયાંરે લાલ,
મુનીવર કરે વિહારરે. શો૦ સયણુ. ૨
કર્મરક્ષિત ન્યાયે કરિરે લાલ,
પાળે રાજ ઉદારરે; શોભાગી.
પુન્ય બળે ઘણા દેશમાંરે લાલ,
આંણુ મનાવે શ્રીકારરે. શો૦ સયણુ૦ ૩
નિજ માતપીતા ઓળખાવિયારેલાલ,
સરવે નારિયુને તેહ રે; શોભાગી.
સેવા ભક્તી બહુ સાચવેરે લાલ,
આંણી અતિશે સ્નેહરે. શો૦ સયણુ૦ ૪
બેહુ કુંવરની માવડીરે લાલ,
ભાવિની સુભદ્રા નારરે; શોભાગી૦
બે નેણનાં તારા સારખીરે લાલ,
નૃપ વહાલી પ્રાણ આધારરે. શો૦ સયણુ૦ ૫

બે પુત્ર પદે યુવરાજનેરે લાલ,
વિલસે સુખ અપારરે; શોભાગી૦
સુર્ય શશિ સમ જોડલીરે લાલ,
બહોંતેર કળા ગુણ ધારરે. શો૦ સયણ૦ ૬
સુખ ભોગવે સંસારનારે લાલ,
અઠે રાણીની સંઘાતરે; શોભાગી૦
ખાય પીયે દીન નિર્ગમેરે લાલ,
કાળ જાણે નહી જાતરે. શો૦ સયણ૦ ૭
તિણ સમે સ્થીવર પધારીયારે લાલ,
રાયની વાડી મોઝારરે; શોભાગી૦
જાવાપતી વાંદવા ગયોરે લાલ,
આઠ રાણી લઇ લારરે. શો. સયણ૦ ૮
સાધુની વાણી શાંભળીરે લાલ,
મન માંહી વસીયો વૈરાગ્યરે; શોભાગી૦
દિક્ષા લેવા ચિત્ત ઉમહ્યોરે લાલ,
કરિ સંસારનો ત્યાગરે. શો૦ સયણ૦ ૯
રાજ આપે ભાવસીંહનેરે લાલ,
ભદ્રસેન દશગામરે; શોભાગી૦
રાણીયું ને પણ આપીયુંરે લાલ,
સહુને યોગ્ય રિતે તામરે. શો૦ સયણ૦ ૧૦
કર્મરક્ષિત રાય ભાવિનીરે લાલ,
રાણી સુભદ્રા સંઘાતરે. શોભાગી૦

ત્રણ જણે સંયમ આદર્યોરે લાલ,
થયાં વિશ્વમાં પ્રખ્યાતરે. શો૦ સયણ૦ ૧૧
ભણી ગણીને પ્રવિણ થયારે લાલ;
ચરણ કરણ ગુણ ધારરે. શોભાગી૦
તપ જપ કરિ કાયા શોષવીરે લાલ,
કરતાં ઉગ્ર વિહારરે. શો૦ સયણ૦ ૧૨
સંયમ સુધો પાળતારે લાલ,
કરણી કરી અપારરે, શોભાગી૦
અંતે અણસણ આદરિરે લાલ,
ગયાં દેવલોક મોઝારરે. શો૦ સયણ૦ ૧૩
સ્વર્ગ તણાં સુખ ભોગવીરે લાલ,
મહાવિદેહે અવતારરે. શોભાગી૦
સંયમ ગ્રહી કર્મક્ષય કરિરે લાલ,
જાશે મોક્ષ મોઝારરે. શો. સયણ૦ ૧૪
ઉપાશકદશાંગ કથા વિષેરે લાલ;
એહ કહ્યો અધિકારરે શોભાગી૦
એક ચિત્તે કરિ જે સુણેરે લાલ,
તસઘર મંગળ ચારરે. શો. સયણ૦ ૧૫
ઢાળ ભણીએ બત્રીસમીરે લાલ,
નાથ શ્રાવકે ચિત્ત ચ્હાયરે. શોભાગી૦
અધીકો ઓછો જેહ દાખીયોરે લાલ,
મિચ્છા દુક્કડં મોય ભાયરે. શો. સયણ૦ ૧૬

## કળશ.

### હરિગીત છંદની ચાલ.

જય જગત ત્રાતા જગત ભ્રાતા, કષ્ટ હર પરમેશ્વરા
સુખ સર્વ કારણ જન્મ વારણ, આદિનાથ જિનેશ્વરા;
ભવ દુઃખ ભંજન પ્રભુ પ્રતાપે, કર્મરક્ષિતની એ સહી,
ઉપાશક દશાંગ કથાનુસારે, રાસ રચના એ થઇ. ૧
રળીયામણી ગુજરાત માંહી, સાણંદ શહેર છે સુંદરૂ,
વિશા શ્રીમાળી વણીક જ્ઞાતી, બુદ્ધિવંત મનોહરૂં;
જેણે જૈન સાધુમાર્ગિ ધર્મ, ધારિયો ધરિ ટેક તે,
યુગો યુગમાં નામ રાખ્યું, પુર્ણ ધર્મિ વિવેકતે. ૨
તે શેઠ નાનુંશાના વંશમાં એ કવિ ઉત્પન્ન થયો,
પીતા જેમલ માત માણેક, કુક્ષીએ જન્મજ લિયો;
તેણયે રાસ રચીયો જગ પ્રસિધ્ધો, કર્મ પરિક્ષા કારણે,
અતી હર્ષ ભાવેથી કર્યો, જઉં કર્મરક્ષિતને ભામણે. ૩
સંવત નભ[1] નિધી[9] ભુજ[2] અહો[9] કહી, આશો વદ તેરસ તહીં
ગુરૂ પ્રતાપે નાથ શ્રાવક એ કહ્યો અધિકારહી;
ભણતાં સુણતાં ચાર મંગળ, જયજયાનંદ હો સહી,
અધિકો ઓછો દાખીયો, મિચ્છામિ દુક્કડં છે અહીં. ૪



# અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ.

## સાણંદ.

| | |
|---|---|
| ૨૫ શેઠ ઉજમસી માણેકચંદ સાણંદ દરબારનાં કારભારી સાહેબ | ૨ શા. નાગરદાસ સુંદરજી |
| | ૨ શા. લખમીચંદ પ્રાગજીભાઇ |
| | ૨ શા. સોમચંદ માવજી |
| ૩૦ શા રાઘવજી પ્રેમચંદ | ૨ સંઘવી નારણ ધરમશી |
| ૧૦ શા. જગજીવન રાઘવજી | ૨ શા. કસ્તુર છગનલાલ |
| ૧૦ શા. રાજપાળ રાઘવજી | ૨ શા. ત્રીભોવનદાસ છગનલાલ |
| ૧૦ શા. ભાયચંદ રાઘવજી | ૨ પા. પ્રેલાદભાઈ અમથા |
| ૧૦ શા. કાનજી રાઘવજી. | ૨ દોસી ચુનીલાલ લાલચંદ |
| ૧૦ ભા. પાનાચંદ હરજીવન | ૨ શેઠ રાયચંદ હરજીવન |
| ૭ શા. કેશવજી રઘુભાઈ | ૨ શા. પરશોતમ રાજપાળ |
| ૬ શા. હિરાચંદ છગનલાલ | ૨ સંઘવી બાલચંદ વીરચંદ |
| ૬ પટેલ હરિભાઇ ગોપાળદાસ | ૨ શા. નરશીભાઈ રાઘવજીભાઇ |
| ૫ શા. વાડિલાલ છગનલાલ | ૨ સંઘવી હરગોવન મલુકચંદ |
| ૪ શા. સકરચંદ મગનલાલ | ૨ ગાંધી જીવણ માણેકચંદ |
| ૪ પા. ડોસાભાઈ ગોપાળદાસ | ૨ પા. ખોડિદાસ ત્રીકમભાઇ |
| ૩ શા. ચુનીલાલ ભાયચંદ | ૨ દોસી પીતાંમર જીવરાજ |
| ૨ શા. સાકળચંદ પોપટભાઇ | ૨ શા. હલુ હેમચંદ |
| ૨ શા. દેવશીભાઈ અમૃતલાલ | ૨ ડાહ્યાભાઇ દેવાભાઇ |
| ૨ શા. હરખચંદ સાકળચંદ | ૨ પા. જીવરામ ગીરધરભાઇ |

## સાણંદ

૨ ભાવસાર પાનાચંદ જેસંગભાઈ
૨ ભાવસાર છગન વાલદાસ
૨ પા. રણછોડ નારણદાસ
૧ શા. વજાભઇ ભુરાભઇ
૧ શા અંબાલાલ છગનલાલ
૧ શા. ટોકરશી ત્રીભોવનદાસ
૧ શા. મગનલાલ વેલશી
૧ શા. મોહનલાલ ત્રીભોવનદાસ
૧ શા. આશાલાલ ત્રીભોવનદાસ
૧ શા. નરશી કપુરચંદ
૧ શા. હરજીવન ભુરાભાઈ
૧ શેઠ કેશવજી હિરાચંદ
૧ શેઠ ઝીણાભાઇ તળશીભાઇ
૧ વોરા ભુદરભાઈ તરભોવનદાસ
૧ ગાંધી વિઠલદાસ જીવરાજ
૧ સંઘવી ખીમચંદ ટોકરશી
૧ પા. લલુભાઇ નારણદાસ
૧ પા. પરશોતમ હરજીવનદાસ
૧ પા. સોમચંદ ગીરધરદાસ
૧ પા. કેશવભાઇ પરશોતમભાઈ
૧ શા. વ્રજલાલ પ્રાગજી

## ધોરાજી.

૨૫ શ્રી જૈન પુસ્તક ભંડાર
હા. વનેચંદ પોપટચંદ દફતરી
મોરબીવાળા

## કલાણા

૨૧ શા. ભુદરદાસ ગપુલભાઇ

## સમોઉ

૧૦ શા. ગુલાબચંદ બેચરદાસ

## વેરાવળ

૭ બ્હેન રતનબાઈ દેવકરણભાઇ
૧ શ્રી જૈન સ્થાનકવાસી જૈન
સાળા હા. જેઠાભઈ ઝવેરચંદ
૧ ગોવિંદજી સૌભાગ્યચંદ
૧ શા. જગજીવન ગોવિંદજીભાઇ
૧ શા. હરખચંદ ખુશાલચંદ

## પાટણ.

૫ ભણસાળી જેઠુભઇ હરચંદ
૫ શા. ડાયાભઇ ખુબચંદભાઇ

## પેંપણ

૫ શા. હરજીવન જેતશી

## ખંભાત બંદર.

૫ શ્રી જૈનસ્થાનકવાસી જૈનશાળ

## ખંભાત બંદર

| | |
|---|---|
| ૫ શા નેમચંદભાઇ શરૂપચંદભાઇ | ૧ પા. ગીરધરલાલ ભાઇલાલ |
| ૫ શા શીવલાલભાઇ છોટાલાલ | ૧ શા. અંબાલાલ ભાઇચંદ |
| ૨ શા દોલતચંદ ભાણાભાઇ | ૧ શા. મોહનલાલ ઇચ્છાચંદ |
| ૨ શા. છોટાલાલ મોતીચંદ | ૧ શા. નગીનદાસ અનુપચંદ |
| ૨ શા. અનુપચંદ માણેકચંદ | ૧ શા. ફતેચંદ ભાઇચંદ |
| ૨ પટેલ ભગવાનદાસ લલુભાઇ | ૧ શા. મણિલાલ ભાઇચંદ |
| ૧ પા. હરજીવન ગોરધનભાઇ | ૧ શા. મોતીલાલ લખમીચંદ |
| ૧ પા. નાથાલાલ ઝવેરભાઈ | ૧ શકરીબેન મોતિલાલ |
| ૧ ગાંધી મોહનલાલ મોતીચંદ | ૧ ચંદનબેન અમૃતલાલ |
| ૧ શા. વાડિલાલ મોહનલાલ | ૧ ચંપાબેન મંગળદાસ |
| ૧ શા. કેશવલાલ જોઈતારામ | ૧ ચંપાબેન મોહનલાલ |
| ૧ પા. છગનલાલ પ્રાણજીવન | ૧ છબલબેન ખુશાલદાસ |
| ૧ પા. મફતલાલ ભોગીલાલ | ૧ પુરીબેન પોપટલાલ |

## ગોધાવી

૫ શા. ગીરધરલાલ નથુભાઈ
૫ શા. ફતેહચંદ લલુભાઇ
૨ શા. કેશવલાલ દીપચંદભાઈ
૧ શા. મફતલાલ ડાયાભાઇ
૧ શા. કાળીદાસ લવજીભાઇ
૧ શા. નેમચંદ વલ્લભ

## વઢવાણ શહેર

૫ વોરા નરોતમભાઈ ચત્રભજ
૪ સુંદરજી કુંવરજીભાઇ
૨ શા. ન્યાલચંદ મુળચંદ
૨ શા. સૌભાગ્યચંદ કપુરચંદ
૧ શા. ગોકળદાસ લધુભાઈ

### નાર

૫ શા. મગનલાલ ગુલાબચંદ
૪ પા. જેઠાભાઈ શીવલાલ
૨ શા. છોટાલાલ ગુલાબચંદ
૨ શા. ગપુરભાઈ ફતેહચંદ
૨ શા. શકરાભાઈ ફતેહચંદ
૨ પા. ફુલાભાઇ બાબરભાઈ
૧ પા. બાવાજી મથુરભાઈ
૧ પા. બકોરભાઈ નાનાભાઇ
૧ પા. રણછોડભાઈ જેસંગભાઈ
૧ પા. જેઠાભાઇ ગરબડભાઈ
૧ પા. મરઘાભાઈ લલુભાઇ
૧ પા. હાજીભાઇ નાગરભાઈ
૧ પા. દેસાઈભાઈ મીઠાભાઈ
૧ પા. શીવાભાઈ પુલાભાઈ

### જાબુથળ

૪ શા. પોપટલાલ જશરાજ

### છીછા

૪ શા. જાદવજી મુળચંદ

### સુરત. ( બરવાળા વાળા )

૪ ભાવસાર ગુલાબચંદ કલાણચંદ

### ખેડા

૪ ગળીયારા કિશોરભાઇ મોતીચંદ
૪ ભાવસાર ઇશ્વરભાઈ મનસુખ
૨ ભાવસાર શકરાભાઈ પાનાચંદ
૨ ભાવસાર નરોતમ સોમચંદ
૨ ભાવસાર નાથાલાલ નરસી
૧ ભાવસાર ચુનિલાલ કિશોર
૧ ભાવસાર છગનલાલ ભગવાનદાસ
૧ વૈદરાજ ઇશ્વરલાલ રણછોડ
૧ ભાવસાર લલુભાઈ બાપુજી
૧ ભાવસાર શકરાભાઇ ભગવાન
૧ ભાવસાર જેઠાભાઈ બેચરદાસ
૧ સબુરીબેન

### લીંમડી

૫ સંઘવી લાલચંદ ત્રીકમલાલ
૨ દોશી હિરાલાલ પરશોતમદાસ
૧ પારેખ ઠાકરશી લાલચંદભાઈ

**અમદાવાદ.**

૪ શા. હિરાલાલ મુળચંદ
૧ શા. સુખલાલ ત્રીભોવન
૧ બદાણી હરગોવિંદદાસ હરીચંદ

**લાકડિયા.**

૪ શા. પાલણ પબાણી
હા. શા. કરમણ પાલણ
૧ શા. ગાંગજી માલા
૧ શા. હિરા પબા
૧ શા. મેપા તેજશી
૧ શા. પચાણ માલા
૧ માસ્તર વાઘજી દેવા
૧ ચંચળબાઈ સકરચંદ
૧ શા. વરશી ભારા
૧ શા. રતનશી જેઠાભાઇ
૧ શા. દેવાભાઈ દેવશી
૧ શા. લખમણ દેવશીભાઈ
૧ શા. જશાંગ ભોજા
૧ શા. રવા સોઆ

**વણા.**

૨ શા. સાંકળચંદ ડોસાભઈ
૧ શા. વીરપાળભઇ પ્રેમચંદ

**વીરમગામ.**

૨ સંઘવી મગનલાલ ભુરાભઈ
ધ્રાંગધ્રાવાળા

**કોપરણી.**

૨ સંઘવી મગનલાલ ગકુલભાઈ
૧ સંઘવી ધરમશી કુંવરજીભાઈ

**ધાનેરા**

૧ શા. મંછાભઈ ત્રીભોવનદાસ
૧ શા. શરૂપાભાઈ ભગાભઇ
૧ જોગાણી ઝુમચંદ વીરચંદ
૧ ગાંધી રીખાભાઇ ભાઈચંદભાઈ
૧ ગાંધી મલાભઈ મંગાજી
૧ શા. ખુબચંદ માનચંદ
૧ પારેખ લીલાભઇ ભુખણદાસ
૧ શા. ધરમચંદ હુકમચંદ
૧ શા. ભગવાન મુલચંદભાઇ
૧ શા. મંછાભઈ રૂપાજીભાઈ
૧ શા. વેલચંદભાઇ હરીચંદભાઈ
૧ જોગાણી લલુ રીખા
૧ શા પેથાભાઇ કસ્તુરચંદ
૧ શા. કાળીદાસ ત્રીભોવનદાસ

જળસાણ.

૨ શા. મણીલાલ બકોરભાઇ
૨ શા. ચુનીલાલ માવજી

દદુકા.

૧ શા. નરશીભઇ ત્રીભોવન
૧ શા. લક્ષ્મીચંદ શીવલાલ

મોરૈયા.

૧ શા. ઓધડદાસ સામજીભાઈ

ઇયાવા

૧ શા. મણિલાલ બોઘાભાઇ

ઓગાણ

૧ મેતા રંગજીભાઈ લક્ષ્મીચંદ
૧ શા. જીવરાજ વીરચંદ
૧ મેતા કેશવચંદ રવચંદ

ઝોબાળા

૧ શા હરિલાલ તલકશી
૧ કોઠારી વ્રજલાલ જીવણ
૧ કોઠારી તારાચંદ વિઠલ
૧ સંઘવી હરચંદ મુળચંદ
૧ સંઘવી વીરચંદ સામજી
૧ શેઠ હરચંદ શીવલાલ

મેમકા

૨ શા. સુખલાલ ભુરાભાઈ
૧ શા. પ્રેમચંદ ભુરાભાઇ

બાળાવાળા

૧ શા નાનચંદ ઓધવજી

લાડલા

૧ શા. અમૃતલાલ મલુકચંદ

વસો

૧ ભા. શંકરદાસ જમનાદાસ

ભાદરણ

૧ પા. મીઠાભાઇ જેઠાભાઈ

સરખેજ

૧ શા. નગીનદાસ મોતીચંદ

વિસલપુર.

૨ શા. અમથાભાઇ ત્રીકમભાઈ
૧ શા. જમનાદાસ વૃજલાલ
૨ શા. છોટાલાલ મૂળચંદ
૧ શા. અમુલખ શોભારામ

# શુદ્ધિ પત્રિકા.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૪ | તજાયું | જાયું |
| ૨ | ૬ | સુજાણુજો | સુણુજો |
| ૩ | ૧ | કમળાશ્રી | કમળાશ્રી |
| ૩ | ૫ | શોભગી | શોભાગી |
| ૩ | ૯ | ઈમ | ઈભ |
| ૪ | ૧૬ | વિધ્ય | વિઘાય |
| ૫ | ૮ | વરતણું | વતરણું |
| ૬ | ૧૮ | કમરક્ષિત | કર્મ રક્ષિત |
| ૮ | ૭ | એતે | એને |
| ૮ | ૧૮ | ઈંદ્ર ચદ્ર | ઇન્દ્ર ચ દ્ર |
| ૯ | ૨ | પ્રચરરે | પ્રચારરે |
| ૯ | ૬ | કથારરે | કંથારરે |
| ૧૦ | ૩ | ભેજન | ભોજન |
| ૧૦ | ૧૪ | ત્યાંયહો | તામહો |
| ૧૧ | ૧૨ | કહો | કહે |
| ૧૩ | આખાએ પૃષ્ટમાં | જ્યાં જ્યાં "ભાવી" આવે છે | ત્યાં ત્યાં "ભવી" બોલવું |
| ૧૪ | ૧૦ | બ્રહ્મા | બ્રહ્મા |
| ૧૪ | ૧૬ | સહ્માં | સહ્યાં |
| ૧૫ | ૫ | પારાણું | પારણું |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૮ | ક્રિધ | ક્રિવ |
| ૧૭ | ૧૩ | રહ્યો | રહ્યો તે |
| ૨૮ | ૮ | ધરણ્ી | ધરણી |
| ૨૮ | ૧૪ | આભ્રગ | આભ્રણ |
| ૩૩ | ૭ | છટાવીને | છંટાવીને |
| ૩૪ | ૧૬ | નિજકર | નિજાગાર |
| ૩૭ | ૧૮ | વદંન | વંદન |
| ૪૧ | ૧ | સામગ્ર | સામગ્રી |
| ૪૧ | ૩ | નપતિ | નૃપતિ |
| ૪૩ | ૧૨ | નપ | નૃપ |
| ૪૫ | ૧૪ | પચ | પંચ |
| ૪૬ | ૭ | નપસાર | નૃપસાર |
| ૪૭ | ૫ | પ્રી એ | પ્રીતે એ |
| ૪૭ | ૬ | વધારેજે | વધારજે |
| ૪૮ | ૧૮ | ચાલ્યારે | ચાલિયાંરે |
| ૫૦ | ૧૩ | કર્મરાક્ષત | કર્મરક્ષિત |
| ૫૪ | ૪ | ૧ | ૫ |
| ૫૭ | ૨૦ | ક્ષીર્ણભંગુર | ક્ષણભંગુર |
| ૬૧ | ૪ | તેવારે | તેવારરે |
| ૬૨ | ૬ | અઠે | આઠે |

# જાહેર ખબર.

અમારા તરફથી નીચે લખેલાં પુસ્તકો જાહેર સંસ્થાઓને; પુસ્તકાલયોને; જૈન શાળાઓને તેમજ મુનિ મહારાજોને ભેટ દાખલ અને અન્ય વ્યક્તિઓને યોગ્ય કિંમતથી મળશે.

| | | |
|---|---|---|
| ( ૧ ) | સંગીત પુષ્પ માળા | ૦—૨—૦ |
| ( ૨ ) | પર્યુષણ મહાત્મ્ય | ૦—૭—૦ |
| ( ૩ ) | સુમતિને ચારિત્રરાજનો સુખદાયક સંવાદ | ૦—૩—૦ |
| ( ૪ ) | કર્મગ્રંથ ભા. ૧ લો. | ૦—૬—૦ |
| ( ૫ ) | નવપદ માહાત્મ્ય અને વીશ સ્થાનક તપ વર્ણન | ૦—૩—૦ |
| ( ૬ ) | કામ ઘટ કથા | ૦—૧—૦ |
| ( ૭ ) | દ્વાદશ વ્રત પુજા સંગ્રહ અર્થ અને દ્રષ્ટાન્ત સાથે ( છપાય છે ) | ૦—૮—૦ |

પ્રભાવના કરવા જોઇએ તો લખો—

## "શ્રી જૈન સેવા સમાજ"

સાણંદ.

# જાહેર ખબર.



અમારા તરફથી થોડા વખતમાં " શ્રી જવર ઋષિનો રાસ " એ નામનું પુસ્તક છપાશે આ ર જેટલુંજ તેનું કદ થશે તેથી અમારાં વાંચકોને નમ્ર . પુર્વક અરજ છે કે તેમણે તેનાં અગાઉથી ગ્રાહકો તરીકે નામ ભરાવીને મોકલાવી આપવાની કૃપા કરવી અને એ રીતે અહિંની [ જૈનશાળાનાં બાળ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવું. કીંમત રૂ. ૦—૪—૦ પોષ્ટેજ જુદું.

શ્રી જૈન સ્થાનકવાસી બાળ મિત્ર મંડળ.

કાપડ બજાર—સાણંદ.